# શબ્દકોશ*

શબ્દના અર્થની પછી નોંધેલા અંકો અનુક્રમે આ સંગ્રહમાંનો કાવ્યાંક તથા એમાંની કડી સૂચવે છે. ઉદાહરણ તરીકે, **અણુરત્તઉ** શબ્દ પછી ૨-૩ એ પ્રમાણે અંકનિર્દેશ છે. અર્થાત્ એ શબ્દ બીજા કાવ્યમાં (એટલે કે રાજશેખરસૂરિકૃત 'નેમિનાથ ફાગુ'માં) ૩જી કડીમાં છે.

સંક્ષેપસૂચિ નીચે મુજબ છે :

| | |
|---|---|
| અ. | અવ્યય |
| અ. ક્રિ. | અકર્મક ક્રિયાપદ |
| અ. ગુજ. | અર્વાચીન ગુજરાતી |
| અપ. | અપભ્રંશ |
| અર. | અરબી |
| ક. | કન્નડ |
| કાઠિ. | કાઠિયાવાડી બોલી |
| ક્રિ. વિ. | ક્રિયાવિશેષણ |
| ગુજ. | ગુજરાતી |
| ગ્રા. ગુજ. | ગ્રામ્ય ગુજરાતી |
| જૂ. ગુજ. | જૂની ગુજરાતી |
| દે. | દેશ્ય |
| ન. | નપુંસક લિંગ |
| પં. | પંજાબી |
| પા. | પાલિ |
| પું. | પુંલિંગ |
| પ્રા. | પ્રાકૃત |
| ફા. | ફારસી |
| બં. | બંગાળી |

* આ ગ્રન્થમાલાના પહેલા બે ગ્રન્થોના શબ્દકોશના અનુસંધાનમાં આ કોશ જોવા વિનંતી છે.

પેખિય વલ્લહુ ચલિઉ સોકિ સંકલિય રડેઈ,
નેહગહિલ્લિય રાઈમએ ભૂપીઠિ પડેઈ,
કેસપાસુ કરિ મોકલઉ સિરુ ઉરુ તાડેઈ,
ભાંભરભોલીય દલિય હારુ હા-રવ પયડેઈ. ૪૬

મૂંકી જીવતિય આજુ પ્રિય જાઇ કિહાંઇ,
નયણુ પસારિય રહિય કાજુ કાજલુ ગિઉં વાઇં,
સામી માન્યા વચન, છેહુ સહિ કાઇં દિખાડઇ,
અહવા વરસાલઇ વિવાહુ કિમ ચડઇ સિરાડઇ. ૪૭

અગણિય રાજલવયણુ દાણુ સંવત્સર દેઈ,
રેવય ગિરિવરિ સામિસાલુ સંજમસિરિ લેઈ,
ચઉપન દિણિ અકલંક વિમલ કેવલસિરિ પામિય,
ઘણઇ કાલિ રાઇમઇ સરિસુ સિવિ પત્તઉ સામિઉ. ૪૮

નવજુવ્વણભરિ સીલ સબલુ સોહાગિહિં સારો,
મણવંચ્છિય ફલદેઉ દેઉ સિવિદેવિ મલ્હારો,
સિરિમહિંદપ્પહસૂરસીસિ જયસેહરિ કીજઇ,
ફાગુ એઉ ભવિયણિ વસંતઋતુ રસિહિં રમીજઇ. ૪૯

ઇતિ શ્રીજયશેખરસૂરિકૃતા શ્રીનેમિનાથસ્ય ફાગુબંધેન સ્તુતિઃ ॥છ॥

**અણુરત્તઉ** વિ. ‘ આસક્ત. ’ ૨-૩ [ सं. अनुरक्त ]

**અદ્દભુદ્દ** વિ. ‘ આશ્ચર્યજનક. ’ ૧૨-૧૦ [ सं. अद्भुत ]

**અનુ** અ. ‘ અને ’ ૧-૧ [ सं. अन्यत् > प्रा. अण्णं > अप. अनु. ]

**અભિગ્ગહ** પું. [ સં. ] ‘ પ્રતિજ્ઞા, ધાર્મિક નિયમ. ’ ૧-૩. આ જૈન ધાર્મિક પરિભાષાનો શબ્દ છે.

**અભિષ** વિ. ‘ નહિ ખાવા જેવું, અભક્ષ્ય. ’ ૩૦-૩૦૦ [ सं. अभक्ष्य > प्रा. अभक्ख ]

**અમરી** સ્ત્રી. ‘ દેવાંગના. ’ ૩૨-૬ [ सं. ‘अमर’नुं स्त्रीलिंग ]

**અમિય** ન. ‘ અમી, અમૃત. ’ ૧-૧૨. सं. अमृत > प्रा. अमिअ ]

**અમીસારણી** સ્ત્રી. ‘ અમૃતનો પ્રવાહ ’ ૧૪-૨. [ गुज. अमी < प्रा. अमिअ < सं. अमृत + सारणी ]

**અરઘલ** વિ. ‘ પુષ્કળ. ’ ૨૨-૫૨. સર૦ જૂની ગુજ. ‘ પરિઘલ, ’ ‘ પરઘલ ’ = પુષ્કળ.

**અર્વસી** સ્ત્રી. ‘ ઉર્વશી, એક અપ્સરા. ’ ૨૨-૨૧ [ सं. उर्वशी ]

**અલતઉ** પું. ‘ અળતો, સ્ત્રીઓના પ્રસાધનમાં વપરાતો લાલ રંગ. ’ ૪-૪૭ [ હાથપગ રંગવામાં અળતો વપરાતો એ પ્રસિદ્ધ છે, પણ પ્રસ્તુત અવતરણમાં અળતાથી હોઠ રંગવાનો ઉલ્લેખ છે. सं अरक्तकः > अलक्तकः > प्रा. अलत्तउ ] જુઓ **આલતઉ**.

**અલવેસર** વિ. ‘ સુન્દર, અલબેલો. ’ ૧૮-૧૪, ૩૨-૪, ૩૨-૪૬, ૩૪-૫૧. [ અલવ + ઈશ્વર = અલવેશ્વર, અલવેસર. આ વિષે ચર્ચા માટે જુઓ મહીરાજકૃત ‘ નલ-દવદંતી રાસ ’ના શબ્દકોશમાં **અલવેસર**. ]

**અલીઅલ** પું. ‘ ભમરો. ’ **અલીઅલિ** ૧૨-૨ [ सं. अलिकुल > प्रा. अलिउल ].

**અવજઝા** સ્ત્રી. ‘ એ નામનું નગર, અયોધ્યા. ’ ૧૦-૨ [ सं. अयोध्या ]

**અવલ** વિ. ‘ મુખ્ય. ’ ૩૨-૩૫ [ અર. અવ્વલ ].

**અવસર** પું. [ સં. ] ‘ સમારંભ, સભા. ’ **અવસરિ** ૬-૨૭. [ ‘ દિવાને આમ ’ જેવી રાજસભા માટે ગુજરાતના સંસ્કૃત પ્રબંધોમાં ‘ સર્વાવસર ’ શબ્દનો પ્રયોગ છે. જુઓ ‘ પ્રબન્ધચિન્તામણિ ’ ( સં, ૧૩૬૧ )નો શ્રી.

| | |
|---|---|
| ભૂ. કૃ. | ભૂત કૃદંત |
| મ. | મરાઠી |
| મા. | માગધી |
| માર. | મારવાડી |
| વિ. | વિશેષણ |
| સ. | સર્વનામ |
| સ. ક્રિ. | સકર્મક ક્રિયાપદ |
| સં. | સંસ્કૃત |
| સ્રી. | સ્રીલિંગ |
| હિ. | હિન્દી |

**અકહ** વિ. 'અકથ્ય, અવર્ણનીય.' ૧૪-૭૮ [ सं. अकथ > प्रा. अकह ]

**અકારિમ** વિ. 'અકૃત્રિમ, સ્વાભાવિક.' ૭-૧૯ [ सं. अ + कार्मिक ? ]

**અગાલ** પું. 'અયોગ્ય સમય, કવખત.' **અગાલિ** ૩૬-૧૧ [ सं. अकाल ]

**અચરિજ** ન. 'અચરજ, આશ્ચર્ય.' ૨૯-૮૩ [ आश्चर्य > प्रा. अच्चरिज ] જુઓ **અચિરત.**

**અચિરત** ન. 'અચરત, આશ્ચર્ય.' ૧૯-૬૯ [ सं. आश्चर्य > प्रा. अच्चरिज > अचिरज ] જુઓ **અચરિજ.**

**અછરાયણ** ન. 'નૃત્ય'. ૧૮-૩૬ [ सं. अप्सरायन ? ]

**અટાલિ** સ્રી. 'અટારી, છજું.' **અટાલિહિં** ૨-૧૭ [ सं. अट्टाली ]

**અડાગર** ન. 'નાગરવેલનાં પાનનો એક પ્રકાર.' ૨૨-૪૫ [ 'અડાગર પાન'નો ઉલ્લેખ જૂના સાહિત્યમાં અન્યત્ર પણ મળે છે: 'બીડઉં પત્ર **અડાગર** તણઉં, પરિમલ કરઇ સુગંધઇ ઘણઉં'—'અંબડ વિદ્યાધર રાસ' (સં. ૧૬૩૯), આદેશ ૩, કડી ૧૦૩; 'બીડાં દીધ **અડાગર** તણાં, વાસવદત્તાઇ ફૂલ ઘણાં'—એ જ, આદેશ ૬, કડી ૨૧૬; 'પાન **અડાગર** કાથો નઇ ચૂનો...એણઇ ઇંધાણઇ તંબોલીવાડો'—'વર્ણબત્રીસી,' કડી ૧૯ ]

**અણમણઉ** વિ. 'ઉદાસ' ૨૯-૯ [ सं. अन + मनस् ]

**અણરસ** વિ. 'અરસિક.' ૩૬-૨ [ सं. अन + रस ]

**અણવટ** પું. 'સ્રીના પગના અંગૂઠાનું એક ઘરેણું.' **અણવટઇ** ૨૨-૨૮.

**અંતગડ** વિ. 'એ જ જન્મમાં મુક્તિ પામનાર.' ૩૦-૧૩૭ [ सं. अंतकृत् > प्रा. अंतगड ] આ જૈન પારિભાષિક શબ્દ છે.

**અંતેઉર** ન. 'રાણીવાસ.' ૨-૫, ૩-૭ [ सं. अंतःपुर > प्रा. अंतेउर ]

**અંબ** પું. 'આંબાનું વૃક્ષ.' ૨૫-૧૧ [ सं. आम्र > प्रा. अंब ]

**અંબવણ** ન. 'આંબાવાડિયું.' **અંબવણિ** ૪-૫૧ [ सं. आम्रवन ]

**°લા** ભૂત કૃદંતનો પ્રત્યય. જુઓ **આઇલા** 'આવ્યો,' ૧૪-૪૦; **હરષીયલા** 'હરખ્યો,' ૧૪-૪૦; વળી **પસરીયલઇ** 'પ્રસર્યો,' ૧૪-૪૦.

**આએસ** 'અનુજ્ઞા.' **આએસિ** ૧-૩ [ सं. आदेश ] જુઓ **આયસુ.**

**આગલઉ** 'શ્રેષ્ઠ,' ગુજ. 'આગલો.' ૨-૩ [ सं. अग्र > प्रा. अग्ग + લઉ > આગલઉ ]

**આછઉ** વિ. 'ઝીણું,' ગુજ. 'આછું,' હિ. 'અચ્છા.' ૧-૧૦, **આછાં** ૨૨-૨૦ [ सं. अच्छ ]

**આપુણ** સ. 'પોતાની.' ૯-૧૩ [ सं. आत्मन- > अप्पण- ] **આપુલી** ૮-૧. અહીં **°લી** પછીનો પ્રત્યય છે. જુઓ 'ષષ્ટિશતક પ્રકરણ'ના શબ્દકોશમાં **આપણ** તથા મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ'ના શબ્દકોશમાં **આપણઉ.**

**આભ અધારી** સ્ત્રી. 'કાંચળી માટેનું એક કીમતી કાળું વસ્ત્ર.' ૧૨-૭. [ 'અધારી' શબ્દ सं. अन्धकार > प्रा. अंधआर > અંધાર + ઇ ઉપરથી સંભવે છે. પ્રસ્તુત સ્થાને 'આભઅંધારી' કાંચળીના રંગની ઘેરાયેલા મેઘ સાથે તુલના કરી છે એ સૂચક છે. ૧૭-૧૮મા શતકમાં રચાયેલા ગોવિન્દકૃત 'મામેરા'માં ( પં. ૧૪૩ ) 'મેઘવરણાં' નામે કીમતી વસ્ત્રનો ઉલ્લેખ છે તે આ હોઈ શકે ? મૈથિલી ભાષાના 'વર્ણરત્નાકર'માં ( પૃ. ૨૧ ) પણ 'મેઘવર્ણ' નામે વસ્ત્રનું નામ છે, પણ એની સાથે જ 'મેઘઉદુમ્બર' નામે બીજું વસ્ત્ર પણ છે, જે બતાવે છે કે 'મેઘવર્ણ'થી 'મેઘઉદુમ્બર' ( અર્થાત્ 'મેઘાડંબર' ) ભિન્ન છે. 'પૃથ્વીચંદ્રચરિત્ર' ( પ્રા. ગુજ. કા. સં., પૃ. ૧૦૩ )માં પણ 'મેઘવાનાં' છે. જુઓ **મેઘવની.**

**આયરિસ** પું. 'આરીસો.' ૧૦-૧૯. **આરીસે** ૧૮-૨૫ [ सं. आदर्श > प्रा. आअरिस ]

**આયસુ** પું. 'આજ્ઞા, અનુજ્ઞા.' ૬-૧ [ सं. आदेश > प्रा. आएस ] જુઓ **આએસ.**

દુર્ગાશંકર શાસ્ત્રીનો ગુજ. અનુવાદ, પૃ. ૯ અને ૬૮. ઈ. સ.ની ૧૪મી સદીમાં જૂની મૈથિલી ભાષામાં રચાયેલ જ્યોતિરીશ્વરકૃત ' वर्णरत्नाकर ' (પૃ. ૩૫)માં પણ ' રાજા કા સર્વાવસર 'નો નિર્દેશ છે. ]

**અસરાલ** વિ. ' મોટું. ' ૩૪-૧૮. [ પ્રાચીન હિન્દી સાહિત્યમાં આ શબ્દનો પ્રયોગ જોવામાં આવે છે. જેસલમેરના ગ્રન્થભંડારમાંના એક હસ્તલિખિત ગુટકામાં સંકેતસ્થાને જતી યુવતિના વર્ણનમાં " સોલહી વનાય સ્યામા, કામ કી કરાલ કામા, બિરહ ધકારી તામા બની **અસરાલ** સી, " એ પદ્યમાં પ્રસ્તુત શબ્દ છે. સૂરદાસમાં એનું ' અસરાર ' રૂપ મળે છે— " કરુણા કરે યશોદા માતા, નૈનન નીર બહૈં **અસરાર.** " ગ્રા. ગુજ.માં ' મોટું, પુષ્કળ ' એ અર્થમાં ' અજરાલ ' શબ્દ છે, જે ' અસરાલ 'નું સ્વરૂપાન્તર જણાય છે. અર૦ ' ઇજાઇલ ' ઉપરથી એ સંભવે છે. ]

**અહ** અ. ' હવે ' ૧-૨, ૨-૨, ૨-૮, ૫-૨, ઇત્યાદિ [ **सं. अथ** ] ફાગુ-કાવ્યોમાં કડીના પ્રારંભમાં ઘણી વાર ' અહ ' કે ' અહે ' આવે છે. જુઓ **અહે.**

**અહર** પું. ' હોઠ. ' ૨-૯ [ सं. अधर ] જુઓ **અહિરુ.**

**અહવ** અ. ' અથવા. ' ૪-૩૨ [ सं. अथवा ]

**અહવિ** સ્ત્રી. ' સૌભાગ્યવતી સ્ત્રી, અવિધવા. ' ૧૮-૭૯, ૩૭-૧૪ [ **सं.** अविधवा > प्रा. अविहवा, अविहव. ] જૂ. ગુજ. અઇહવ. સર૦ બં. ' એયો. ' ]

**અહિરુ** પું. ' હોઠ. ' ૩-૧૦ [ सं. अधर > प्रा. अहर ] જુઓ **અહર.**

**અહૂઠ** વિ. ' સાડાત્રણ, ' ગુજ. ' ઊઠ, ઊંઠ; ' સર૦ આંકમાં ' ઊઠાંનો ઘડિયો. ' ૨-૨૨ [ सं. अर्धचतुर्थ > प्रा. अद्धुट्ठ. જુઓ મહીરાજકૃત ' નલદવદંતી રાસ 'ના શબ્દકોશમાં **અઉઠ.** ત્યાં ઉલ્લેખ કરાયેલ સં. ' अध्युष्ट ' શબ્દ જૈન સંસ્કૃતમાં પ્રયોજાયેલ છે. प्रा. ' अद्धुट्ठ 'નું એ સંસ્કૃતીકરણ જણાય છે. ]

**અહે** અ. ' હવે. ' ૨૫-૧, ઇત્યાદિ. કાવ્યાંક ૨૪ની બધી કડીઓના આરંભમાં ' અહે ' છે. ફાગુકાવ્યોમાં કડીના પ્રારંભમાં ઘણી વાર ' અહ ' કે ' અહે ' આવે છે. [ सं. अथ ] જુઓ **અહ.**

**અંચ** સ. ક્રિ. ' બાંધવું, લટકાવવું. ' **અંચઇ** ૪-૧૪; **અંચેઈ** ૩-૧૫ [ सं. अञ्च. ]

**અંજત** વિ. ' કાજળ આંજેલ. ' ૩૨-૨૨ [ सं. अञ्जित. ]

**ઉલગ** સ્ત્રી. 'સેવા,' ગુજ. 'ઓળગ.' ૩૦-૨૨ [ ક. ઊળિગ 'સેવા.' ક્રિયાપદ તરીકે પણ 'ઉલગ' આવે છે. ] જુઓ મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ'ના શબ્દકોશમાં **અંગઓલગૂં** અને **ઉલગ.**

**ઉલંભઉ** પું. 'ઠપકો,' ગુજ. 'ઓળંભો. **ઉલંભા** ૧૯-૮૯ [ सं. उपालम्भ > प्रा. उवालंभ ]

**ઉવટ** પું. 'આડો રસ્તો.' ૨-૧૬ [ सं. उद्वर्त्मन् > पा. प्रा. उवट्ट. 'ઉવટ' શબ્દમાં સં. वर्त्मन् અંતર્ગત છે એ કાલક્રમે ભુલાઈ ગયું. પરિણામે 'ઉવટ વાટિ' ('કાન્હડદેપ્રબંધ, ખંડ ૧, કડી ૪૬) જેવા પ્રયોગો મળે છે. ]

**ઊખલ** ન. 'ખાંડણિયો,' ગુજ. 'ઊખળ.' **ઊખલિ** ૧૯-૪૩ [ सं. उदूखल > प्रा. उऊखल ]

**ઊગટિ** સ્ત્રી. 'સુગંધી પદાર્થોનો લેપ.' ૧-૧૦, ૨-૧૪, ૬-૪૬, ૧૩-૮, ૨૧-૨૦, ૨૨-૩૨; **ઊગટી** ૧૮-૨૬ [ सं. उद्वर्तन > प्रा. उव्वट्टण ? ] સર૦ ગુજ. ઊગટણું = પીઠી કે તે ચોળવાની ક્રિયા ]

**ઊગાઅ** અ. ક્રિ. 'સુકાવું.' **ઊગાઇઆ** ૩૬-૨૫.

**ઊદાલ** સ. ક્રિ. 'બળાત્કારે પડાવી લેવું.' **ઊદાલીનઇ** ૨૯-૧૩૩ [ सं. उद्दालित > प्रा. उद्दालिअ. અર્વાચીન ગુજરાતીમાં આ ક્રિયાપદ વપરાતું નથી. એના અન્ય પ્રયોગો માટે જુઓ જયશેખરસૂરિકૃત 'ત્રિભુવનદીપક-પ્રબન્ધ,' કડી ૩૪; 'કાન્હડદેપ્રબન્ધ' ૧-૨૧૫, ૨-૧૫, ૨-૧૯, ૨-૪૪; 'અંબડવિદ્યાધર રાસ,' ૪-૨૮૯, ઇત્યાદિ ]

**ઊનયુ** વિ. 'ઉન્નત.' ૨૫-૩ [ सं. उन्नत > प्रा. उन्नय ]

**ઊબીઠ** વિ. 'નિબિડ, ગાઢ.' ૩૬-૫૦.

**એકલમલ** વિ. 'અદ્વિતીય પરાક્રમી.' **એકલમલિ** ૭-૭; **એકલ્લ-મલ્લુ** ૫-૧૧

**ઓરડઉ** પું. 'ઓરડો.' **ઓરડઇ** ૨૬-૯. જુઓ **ઉરડઉ.**

**ઓસીસું** ન. 'સૂતી વખતે માથા નીચે રાખવાનું ટેકણ, ઓશીકું.' ૨૬-૨૮ [ सं. उत्शीर्षक > प्रा. उस्सीसअ ]

**કઇલિ** સ્ત્રી. 'કેળ.' ૨૨-૪ [ सं. कदली > प्रा. कअली ]

**આલતઉ** પું. 'અળતો.' **આલતઈ** ૩-૨૧ [ અળતાથી સ્ત્રીના નખ રંગવાનો અહીં ઉલ્લેખ છે. ] જુઓ **અલતઉ.**

**આવશ્યક** ન. [ સં. ] 'જૈન ધર્માનુસાર સામાયિકાદિ નિત્યકર્મ' ૨૯-૧૮.

**આસા** સ્ત્રી. 'દિશા.' ૨૨-૪ [ સં. आशा ]

**આહણુ** પું. 'પ્રહાર.' **આહણએ** ૧-૧૮ [ સં. आ + हन् ]

**આંકણી** સ્ત્રી. 'કવિતામાં આવતી ટેકની પંક્તિ.' ૨૪-૨, ૩૦-૧૨૧, ૩૦-૧૮૩, ૩૦-૧૯૫, ૩૦-૩૧૭ [ સં. *अङ्कनिका > પ્રા. अंकणिआ ] જુઓ **આંચલી.**

**આંગ** ન. 'શરીરનો અવયવ.' **આંગિ** ૨૦-૪૪ [ સં. अङ्ग ] જુઓ **આંગી.**

**આંગી** સ્ત્રી. 'જૈન મૂર્તિનો શણગાર.' ૧૮-૬૯. જુઓ **આંગ.**

**આંચલી** સ્ત્રી. 'કવિતામાં આવતી ટેકની પંક્તિ.' ૨૮-૨, ૩૦-૧૭૨ [ સં. अञ्चल > આંચલ + ઈ ] જુઓ **આંકણી.**

**આંબર** ન. 'કીમતી વસ્ત્ર,' ગુજ. 'અમ્બર.' ૨૨-૨૦ [ સં. अम्बर ]

**ઇગુ** વિ. 'એક.' ૧૦-૨ [ સં. एक = પ્રા. इक्क > જૂ. ગુજ. ઈક. સર૦ પં. इक ]

**ઉઅચટ** સ્ત્રી. 'અભિમાન' ( ? ) ૩૭-૯.

**ઉગટ** જુઓ **ઊગટિ.**

**ઉજા** અ. ક્રિ. 'દોડવું, ચાલ્યા જવું.' **ઉજાય** ૩૦-૨૩૫. **ઊજાણી** 'દોડીને.' [ સં. उद्याति > પ્રા. उज्जाइ > જૂ. ગુજ. ઊજાઇ-ઉજાઇ. 'ઊજાણુ' સં. उत् + यान > ઉજ્જાણુ ઉપરથી. ]

**ઉમાહો** પું. 'ઉત્સાહ.' ૩-૨૩; **ઊમાહો** ૫-૧૫. **ઊમાયો** 'ઉત્સાહિત થયેલો, આસક્ત.' ૩૪-૧૭; **ઉમાહ્યો** ૩૨-૨૧; **ઊમાહીઅ** ૨-૨૭ [ સં. उष्मायित > પ્રા. उम्हाइअ ]

**ઉરડઉ** પું. 'ઓરડો.' ૧૨-૧૧ [ સં. अपवरक > પ્રા. अउअरड ] જુઓ **ઓરડઉ.**

**કરહુ** પું. 'ઊંટ,' ૨૫-૧૭ [ सं. करभ > प्रा. करह ]

**કરંગી** સ્ત્રી. 'હરણી.' ૨૨-૨૫ [ सं. कुरंगी ]

**કરિવાલ** સ્ત્રી. 'તલવાર.' ૩-૯ [ सं. करवाल ]

**કલાઉ** પું. 'કલાપ.' ૨-૮ [ सं. कलाप > प्रा. कलाव ]

**કશિમ** ન. 'ફૂલ.' ૨૨-૩૫ [ सं. कुसुम ] જુઓ **કસિમ** અને **કુશમ.**

**કસથૂરિય** સ્ત્રી. 'કસ્તૂરી મૃગની નાભિમાંથી મળતો એક સુગંધી પદાર્થ.' ૫-૧૨; **કસથૂરી** ૧૦-૧૫ [ सं. कस्तुरीका ]

**કસિમ** ૨૨-૧. જુઓ **કશિમ** અને **કુશમ.**

**કહાણી** સ્ત્રી. 'વાત, વૃત્તાન્ત.' ૧૪-૭૮ [ सं. *कथानिका > प्रा. कहाणिआ ]

**કંચૂઉ** પું. 'કાંચળી,' ગુજ. 'કંચવો.' ૧૩-૫, ૧૩-૧૨ [ सं. कंचुक > प्रा. कंचुअ ]

**કંચોલા** ૩-૯. જુઓ **કચોલુ.**

**કંન** પું. 'કૃષ્ણ, કાન.' ૩૬-૨૧ [ सं. कृष्ण > प्रा. कण्ह ] જુઓ **કાન્હડ.**

**કંબ** સ્ત્રી. 'સોટી, છડી.' ૧૮-૩૬ [ सं. कम्बा ] જુઓ **કંવ, કાંબ.**

**કંભ** પું. 'ઘડો.' ૨૨-૨૯ [ सं. कुम्भ ]

**કંવ** ૩-૧૩. જુઓ **કંબ.**

**કાઠીયા** પું. બ. વ. 'જે કારણોથી જીવ હિતકારી જ્ઞાન પ્રાપ્ત ન કરી શકે તે.' ૨૭-૧૯ [ આ કારણોની સંખ્યા તેર ગણાવાય છે, તેથી તે 'તેર કાઠિયા' તરીકે ઓળખાય છે. આ જૈન પારિભાષિક શબ્દ છે. 'ઉત્તરાધ્યયન સૂત્ર' ( અધ્યયન ૩ ), નિર્યુક્તિગાથા ૧૬૦-૧૬૧ અનુસાર આ તેર કારણ નીચે પ્રમાણે છે—આળસ, મોહ, અવજ્ઞા, સ્તંભ અથવા અહંકાર, ક્રોધ, પ્રમાદ, કૃપણતા, ભય, શોક, અજ્ઞાન, વ્યાક્ષેપ અથવા કિંકર્તવ્યમૂઢતા, કુતૂહલ ( ઇન્દ્રજાલાદિના અવલોકનનું ), રમણ ( પ્રાણીઓની સાઠમારી ). 'કાઠિયા' શબ્દ सं. *कष्ठिक > प्रा. *कट्ठिअ ઉપરથી વ્યુત્પન્ન થઈ શકે. ]

**કાદમ** પું. 'કાદવ.' ૧૫-૩૦. [ सं. कर्दम > प्रा. कद्दम. ઉત્તર ગુજરાતની બોલીમાં આજે પણ 'કાદમ' પ્રચલિત છે. ]

°**કઉ** ષષ્ઠીનો પ્રત્યય. ૮-૧૭, ૩૫-૧; °**કઓ** ૩૫-૫; °**કી** ૩૫-૨૫ [ આ પ્રત્યય જૂની ગુજરાતીમાં પણ વિરલ છે, પણ ક્વચિત્ એના અન્ય પ્રયોગો મળે છે, જેમ કે 'કાન્હડદેપ્રબંધ' ૧-૭૮ માં 'ભાજી દેસ દેવકઇ પાટણિ દલ રીપંતા આવ્યા.'

**કઉતિગ** ન. 'આશ્ચર્ય.' **કઉતિગિ** ૧-૧૭ [ सं. कौतुक ]

**કઉલિઉ** પું. 'પંજો,' સર૦ ગુજ. 'કોળિયો.' **કઉલિએ** ૨૦-૯ [ सं. कवलक ]

**કચપચ** સ્ત્રી. 'કકળાટ.' ૩૦-૮૬

**કચોલુ** ન. 'પ્યાલો.' **કચોલા** ૧-૧૪, ૨૯-૬૬, ૨૯-૧૨૧; **કચોલિ** ૩૭-૧૪ [ प्रा. कच्चोलअ, ગુજ. 'કચોળું' ] જુઓ **કંચોલા.**

**કડકખ** પું. 'પ્રેમભરી વાંકી દૃષ્ટિ.' ૬-૪૭; **કડકખહં** ૨-૧૭ [ सं. कटाक्ष > प्रा. कडक्ख ]

**કડખ** સ. ક્રિ. 'આંખનો કટાક્ષ કરવો.' **કડખઇં** ૨-૧૭

**કણઇઅર** પું. 'કરેણનું ઝાડ.' ૨૨-૨૦; **કણયર** ૧૪-૪૬ [ सं. कर्णिकार > प्रा. कण्णिआर, कणिआर ]

**કન્હેલી** અ. 'પાસે, કને,' સપ્તમીનો અનુગ. ૩૬-૩૫ [ सं. *कर्णे > प्रा. कण्णे + ल (સ્વાર્થિક પ્રત્યય) + ઇ. જુઓ 'ષષ્ટિશતક પ્રકરણ'ના શબ્દકોશમાં **કન્હઇ** ]

**કબાંન** સ્ત્રી. 'કામઠું, ધનુષ્ય.' ૩૨-૨૨ [ ફા. કમાન ]

**કયવાર** સ્ત્રી. 'સ્તુતિ, પ્રશસ્તિ.' ૧૦-૧૬ [ 'પૃથ્વીચન્દ્રચરિત્ર' (પ્રા. ગુજ. કા. સં., પૃ. ૧૧૩)ના નીચેના અવતરણમાં આ અર્થ તદ્દન સ્પષ્ટ છે– 'કરઇ ભટ્ટ કઇવાર' (ભાટ સ્તુતિ કરે છે). મૈથિલી ભાષાના 'વર્ણરત્નાકર' ગ્રન્થમાં (પૃ. ૪૪) ભાટના ગુણ વર્ણવતાં એને 'કેવારી' (સ્તુતિ કરનાર) કહ્યો છે. 'વસંતવિલાસ,' કડી ૩૦ –' વઉલિ વિલૂલા મહુઅર બહુ રચઇં ઝણકાર, મયણ રહઇં કિરિ અણુદિણ બંદિણ કરઇં **કઇવાર.**' એમાંના 'કઇવાર' શબ્દનો 'સ્તુતિ' અર્થ સંભવે છે. ]

**કરયલ** ન. 'હાથ.' ૧-૪; **કરીયલિ** 'હાથમાં.' ૩૬-૪૪ [ सं. करतल ]

**કરલ** પું. 'વાળ, કેશ.' ૨૨-૩૫ [ सं. कुरल ] જુઓ **કુરુલ.**

**કૃપાગરુ** વિ. ' કૃપાનિધાન. ' ૪-૧ [ सं. कृपाकर ]

**કેલવ** સ. ક્રિ. ' ખિલવવું, વ્યવસ્થિત વિકાસ કરવો. ' **કેલવઇ** ૩૪-૩૬; **કેલવિ** ' મિશ્રિત કરે, મેળવે. ' ૧૦-૧૫; **કેલવે** ૩૨-૩૨ [ ક. ' કેળે ' = ' કાળજી લેવી, સ્નેહ કરવો ' ઉપરથી આ સંભવે છે. પ્રાચીન મ. માં પણ ' કેળવણે ' આ અર્થમાં છે. ]

**કેવલ** ન. [ સં. ] ' સર્વશ્રેષ્ઠ જ્ઞાન, સર્વજ્ઞતા, કેવલજ્ઞાન. ' ૩૦-૬૧; **કેવલનાણૂં** ૨-૨૭; **કેવલી** પું. ' કેવલજ્ઞાની. ' ૩૦-૧૪૬ [ આ જૈન પારિભાષિક શબ્દ છે. ]

**કેવી** વિ. ' કેટલાક, થોડાક. ' ૧-૧ [ सं. केऽपि > प्रा. केवि. જૂ. ગુજ.માં ' કેઇ ' રૂપ પણ છે. ]

**કેહરિ** પું. ' સિંહ, કેસરી. ' ૨૯-૩૧ [ सं. केसरिन् ]

**કેંગાર** પું. ' મોરનો કેકારવ. ' ૩૦-૨૩૭ [ રવાનુકારી ]

**કોઇલિ** સ્ત્રી. ' કોયલ. ' ૨૨-૧, ૨૨-૪૦ [ सं. कोकिला > कोइला ]

**કોકોલા** સ્ત્રી. અર્થ અસ્પષ્ટ. ૨૨-૫૦

**કોરણ** સ્ત્રી. ' ધૂળની આંધી. ' ૨૨-૫૦

**કોસીસું** ન. ' કોટ ઉપરનું શોભાનું નાનકડું શિખર. ' **કોસીસાં** ૧૮-૩૦ [ सं. कपिशीर्षक > प्रा. कविसिस्सय, कइसीसय, कउसीसय ]

**ખગ્ગ** ન. ' તલવાર, ખડ્ગ. ' ૧-૧૨ [ सं. खड्ग > प्रा. खग्ग. બીજી તરફ सं. खड्ग > प्रा. खड्ड, अप. खंड्ड > ગુજ. ખાંડું ]

**ખડકી** સ્ત્રી. ' ઘર આગળની બાંધેલી—બારણાવાળી છૂટી જગા. ડેલી. ' ૩૬-૨૯ [ દે. ખડક્કી ]

**ખડગ્ગ** ન. ' તલવાર, ખડ્ગ. ' **ખડગ્ગિણ** ૧-૨૫ [ सं. खड्ग ]

**ખડોખલિ** સ્ત્રી. ' ક્રિડા માટેની નાની વાવ. ' ૨-૫; **ખડોખલી** ૧૭-૧૪; ૩૭-૧૪; **ષડોષલી** ૧૮-૫૮, ૩૦-૨૩૦; **ખડ્ડોખલિય** ૧૦-૧૮ [ प्रा. खड्डाखड्डिया ] જુઓ મહીરાજકૃત ' નલ-દવદંતી રાસ 'ના શબ્દકોશમાં **ષડોષલી** ( ખડોખલી ).

**ખવ** સ. ક્રિ. ' દૂર કરવું. ' **ખવઇ** ૨૨-૫૩ [ सं. √ क्षप् ]

**ખંચ** સ. ક્રિ. [ પ્રા. ] ' ખેચવું. ' **ખંચઇ** ૪-૧૪

**કાન્હડ** પું. 'કૃષ્ણ.' ૯-૧૬; **કાન્હડ઼ે** ૮-૭ [सं. कृष्ण > प्रा. कण्ह > જૂ. ગુજ. કાન્હ + સ્વાર્થિક 'ડ.' સર૦ 'કહાનડો,' 'કાનુડો.'] જુઓ **કંન.**

**કાવલી** સ્ત્રી. 'બંગડી, ચૂડી.' ૧૪-૫૩

**કાંબ** સ્ત્રી. 'સોટી.' ૨૨-૨૦. જુઓ **કંબ.**

**કિર** અ. 'ખરેખર.' ૧-૧૨, ૧૮-૨૧; **કિરિ** ૨-૮, ૨-૯, ૯-૧૫. [सं. किल]

**કિરુણ** વિ. 'કરુણ.' ૩૧-૨ [सं. करुण]

**કિસોયરી** વિ. 'પાતળી કેડવાળી.' ૧૮-૫૪ [सं. कृशोदरी]

**કુરણી** સ્ત્રી. 'કરેણુ.' ૨૨-૪૦ [सं. करेणु. એનાં 'કરુણી' અને 'કરણી' એવાં રૂપ જૂ. ગુજ.માં મળે છે; જુઓ 'વસંતવિલાસ,' કડી ૮૩. 'કરુણી' રૂપમાંથી સ્વર-વ્યત્યયથી 'કુરણી' આવે.]

**કુરલ** અ. ક્રિ. 'ચીસો પાડવી તે' (ખાસ કરી પશુપક્ષીઓની બાબતમાં) **કુરલંત** ૩-૨૪ [સર૦ 'કુંજડિયાં કુરલાઇયાં'—જૂના ગુજ. દુહામાં ('બુદ્ધિપ્રકાશ,' પુ. ૮૦, પૃ. ૭૩.) આ ક્રિયાપદ રવાનુકારી હોવા સંભવ છે.]

**કુરુલ** વિ. 'વાંકડિયા' (કેશને માટે). ૮-૧૧ [सं. कुरल] જુઓ **કરલ.**

**કુશમ** ન. 'ફૂલ.' **કુશમિ** ૩૬-૧૫ [सं. कुसुम] જુઓ **કશિમ** અને **કસિમ.**

**કુંઅલી** વિ. 'કોમળ,' ગુજ. 'કુંળી, કુંણી.' ૨૨-૨૯, ૨૨-૩૦; **કૂઅલી** ૧૩-૩ [सं. कोमल, અપભ્રંશકાળમાં એનું 'કૉવँલ' ઉપરાંત 'કુવँલ'—'કુંઅલ' રૂપ થયું હોવું જોઈએ, જે ઉપરથી 'કુંળુ,' 'કુંળી' આદિ વ્યુત્પન્ન થાય.]

**કુંચકી** સ્ત્રી. 'કાંચળી.' ૨૮-૪૧ [सं. कञ्चुकी]

**કૂઆ** પું. 'વહાણનો એક ભાગ, કૂવાથંભ.' ૨૪-૨ [सं. कूप > प्रा. कूव]

**કૂવડિ** સ્ત્રી. 'નાનો કૂવો, કૂઇ.' ૧-૧૫ [सं. कूप > प्रा. कूव + સ્વાર્થિક 'ડિ']

**ગઈંદ** પું. ' હાથી. ' ૧૪-૪૧ [ सं. गजेन्द्र > प्रा. गयंद ] જુઓ **ગયંદ.**

**ગઉખ** પું. ' ઝરૂખો, ગોખ. ' **ગઉખિ** ૨-૧૭ [ सं. गवाक्ष > प्रा. गवक्ख, गउक्ख. જૂ. ગુજ.માં ' ગૂખ ' રૂપ પણ મળે છે. ]

**ગઉરઉ** પું. ' વરનું સામાન્ય કરવા કન્યાપક્ષ તરફથી અપાતું જમણ, ' ગુજ. ' ગોરવ. ' ૩-૨૪ [ सं. गौरव ] જુઓ **ગુરવ, ગોરવુ.**

**ગણ** પું. ' ગુણ, સદ્ગુણ. ' ૨૨-૪૦, ૨૨-૫૭ [ આ. ગુજ.માં ' ગણ ' શબ્દ વપરાય છે. ]

**ગયંદ** જુઓ **ગઈંદ**

**ગરભુ** પું. ' ગર્વ, અભિમાન, ' આ. ગુજ. ' ગરભ. ' ૭-૩૪ [ सं. गर्व ]

**ગલાલ** પું. ' રાતા રંગનો સહેજ સુગંધીદાર ભૂકો, ગુલાલ. ' ૩૦-૨૦૭ થી ૨૨૮ [ ફા. ગુલાલ. ' કાન્હડદેપ્રબન્ધ, ' ખંડ ૩ની ભટાઉલીમાં આ શબ્દ ' ગુલ્લાલ ' રૂપે વપરાયેલો છે. ]

**ગહગહ** અ. ક્રિ. ' આનંદ પામવું. ' **ગહગહિયા** ૧-૩; **ગહિગહી** ૨૨-૧ [ ' સુગંધથી મહેકવું ' એવા અર્થમાં પણ આ ક્રિયાપદ વપરાયેલ છે. રવાનુકારી. જુઓ મહીરાજકૃત ' નલ-દવદંતી રાસ, ' કડી ૧૦૦૫ ]

**ગહબ્બર** અ. ક્રિ. ' ગભરાવું. ' **ગહબ્બરઇ** ૨૬-૨૪; **ગહુબ્બરી** ૨૬-૨૭

**ગહિર** વિ. ' ઊંડો, ગભીર, ' સર૦ ગુજ. ' વેરો. ' ૨-૩ [ सं. गभीर > गहीर ] જુઓ **ગુહિર.**

**ગહિલ્લિ** વિ. ' ઘેલી. ' ૧-૧૬, ૨-૧૨ [ सं. ग्रह + इल्ली. सर० हि. गहिली ]

**ગંગાજલુ** વિ. ' ઘોડાની એક જાત. ' **ગંગાજલા** ૧૪-૬૬.

**ગંધવ** ન. ' ગાન. ' ૧૦-૧૫ [ सं. गन्धर्व > प्रा. गंधव्व ]

**ગારડી** પું. ' સાપ ઉતારવાનો મંત્ર જાણનાર. ' ૩૦-૧૨૬ [ सं. गारुडिक > प्रा. गारुडिअ ]

**ગિરટ્ઠુ** વિ. ' મહાન. ' **ગિરટ્ઠા** ૯-૬ [ सं. गरिष्ठ > प्रा. गरिट्ठ ]

**ગુઝ** સ્ત્રી. ' છાની વાત. ' ૨૨-૧૪; **ગૂઝ** ૨૩-૧૦ [ सं. गुह्य > प्रा. गुज्झ. સર૦ ગુજ. ' ગૂઝું ' = ખીસું. ]

**ગુઝબી** વિ. ' જુલમગાર. ' ૨૬-૬ [ ' ગોઝબી ' એવું પાઠાન્તર પણ છે. અર. ' ગજબી ' ઉપરથી ]

**ષાસા** ન. 'એક કીમતી વસ્ત્ર.' ૩૦-૧૯૭ [ અર. ખાસ = પોતાનું', અંગત. તે ઉપરથી 'વિશિષ્ટ, ઉત્તમ' એવા અર્થમાં આ શબ્દ હાલ વપરાય છે. પણ અહીં તેનો એ અર્થ નથી. પ્રસ્તુત સન્દર્ભમાં વસ્ત્રો સાથે એનો ઉલ્લેખ છે. પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી પાસેની 'ભોજનવિચ્છિત્તિ'ની એક હસ્તપ્રતમાં અન્ય કીમતી વસ્ત્રો સાથે 'ખાસા'નો પણ ઉલ્લેખ છે. તેથી અહીં આપેલા અર્થનું સમર્થન થાય છે. જુઓ—'પછઇ ભલા વસ્ત્ર પહિરાયા. તે કુણ ર ? દેવદુષ્ય વસ્ત્ર, રત્નકંવલ, પામડી, થિરમા, ષીરોદક, મસજ્જર, ચીણી, ખુલખુલ-ચંસમા, અતલસ, લાહિ, અટાણ, **ષાસા**, સેલાં, મુલમુલ, નરમા, દોરીઆ, શ્રીશાપ, શ્રીબાપ, બાસ્તા, અધોતરી, મહિંમુદી, દુદામી, ભયરબ, ટસરીયાં, મુગટા, સિણીયાં, કસબી, જરબાપ, મુખમલ, કથીયા, ઇલાઇચા, નારીકુંજર પ્રમુખ પચરંગી વાગા પહિરાયા.' ]

**ષિણ** સ્ત્રી. 'અત્યંત અલ્પ સમય, ક્ષણ.' ૩૧-૨૧, ૩૧-૨૭ [ સં. क्षण ]

**ષિમા** સ્ત્રી. 'માફી.' ૨૭-૨૧ [ સં. क्षमा ]

**ખીંટલી** સ્ત્રી. 'સ્ત્રીના કાનનું એક ઘરેણું;' એના ઉપર મોતી પણ જડાતાં. ૩૬-૪૭. મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ,' કડી ૧૯૨માં પણ આ શબ્દ છે.

**ષુંપ** પું. 'માથા ઉપરનો પુષ્પનો એક શણગાર.' ૧-૧૦, ૩-૧૫, ૧૪-૬૫; **ખુંપુ** ૨-૧૪, ૨-૧૮, ૩-૧૯, ૪-૩૦; **ખૂંપ** ૬-૩૮, ૨૨-૨૮, ૩૬-૪૬માં **ખૂપ** છે. [ દે. ખુંપા ]

**ખેડ** સ. ક્રિ. 'હાંકવું; ચલાવવું.' **ખેડ્યા** ૧૯-૨૦ [ प्रा. खेड. સર૦ 'મને મારીને રથડા **ખેડો** હો બાળા રાજા રે'—અભિમન્યુના રાસડામાં ]

**ખેલ** અ. ક્રિ. 'ખેલવું, ક્રીડા કરવી.' **ખેલય** ૭-૪૦. **ખેલા** સ્ત્રી. 'ક્રીડા.' ૧-૨૭ [ સં. खेल् ]

**ષેસ** સ્ત્રી. 'ક્ષતિ, ઊણપ.' ૩૦-૧૨ [ મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ,' કડી ૩૪૯, ૬૨૮માં આ શબ્દ 'દ્વેષ' અર્થમાં વપરાયો છે. દે. ખસ = 'ખસવું, સરકવું' ઉપરથી. ]

**ખેહ** સ્ત્રી. અર્થ અસ્પષ્ટ. ૩૫-૪ [ 'ખેહ' શબ્દ પ્રાચીન તેમ જ અર્વાચીન ગુજરાતીમાં 'ધૂળ, રજ' એ અર્થમાં પ્રચલિત છે. પણ અહીં તે અર્થ બંધબેસતો નથી. અહીં કોકિલાને 'મદનની ખેહ' તરીકે વર્ણવી છે. ]

**ગૂડી** સ્ત્રી. 'નાની ધજા,' ૬-૨૩ [ આ કન્નડ ઋણશબ્દ છે. ચૈત્ર સુદિ એકમથી શરૂ થતા દક્ષિણી નવા વર્ષ માટે 'ગુડી પડવો' શબ્દ છે એમાં 'ગૂડી' શબ્દ ધજાના અર્થમાં છે. એ દિવસે ધજાનાં તોરણ બાંધવામાં આવતાં. જૂની ગુજરાતીમાં આ શબ્દનો પ્રયોગ વારંવાર મળે છે, જેમ કે— 'ત્રિભુવનદીપક પ્રબંધ,' કડી ૨૮૦; મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ,' કડી ૧૨૩, ૩૯૧; ઇત્યાદિ. ]

**ગોકલ** ન. 'ગોકુલ.' ૧૯-૨, ૧૯-૫૯; **ગોકલિ** ૧૯-૩૪, ૧૯-૩૬ [ સં. गोकुल ]

**ગોરવુ** પું. ૨-૨૩, જુઓ **ગઉરઉ, ગુરવ** [ સં. गौरव > प्रा. गउरव ]

**ગોવ** સ. ક્રિ. 'છુપાવવું.' ૩-૨૯ [ સં. गोप् > प्रा. गोव. જુઓ 'સિદ્ધહૈમ,' ૮-૪-૩૩૮—" જે ગુણ **ગોવઇ** અપ્પણા પયડા કરઇ પરસ્સુ । તસુ હઉં કલિજુગિ દુલ્લહહો બલિ કિજ્જઉં સુઅણસ્સુ ॥ " ]

**ગ્રૈવેક** ન. 'એ નામનું દેવવિમાન.' ૨૪-૭ [ સં. ग्रैवेयक. આ જૈન ધાર્મિક પરિભાષાનો શબ્દ છે. ]

**ઘગ્ઘરિ** સ્ત્રી. 'ઘૂઘરી.' ૩-૨૧; **ઘઘરિયાલિ** 'ઘૂઘરીવાળી.' ૨-૨૧; ઘાઘરિ ૧-૧૫ [ સં. घर्घरी > घग्घरी. એમાંથી સંયોગલોપે પૂર્વસ્વરદીર્ઘત્વથી નિષ્પન્ન થયેલો 'ઘાઘરી' ( ઘૂઘરી ) શબ્દ અન્યત્ર પણ જૂ. ગુજ.માં વપરાયેલો છે. ]

**ઘરસૂત** 'ઘરની વ્યવસ્થા.' ૩૦-૧૭૯ [ સં. गृहसूत्र > प्रा. घरसुत्त ]

**ઘરસ્ત** પું. 'ગૃહસ્થ.' ૩૦-૮૬ [ સં. गृहस्थ ]

**ઘાઇ** સ્ત્રી. 'ઉતાવળ, ઉત્સુકતા.' ૩૭-૧૯ [ સં. घात > प्रा. घाअ ? ]

**ઘાટ** પું. 'સ્ત્રીઓનું એક રેશમી વસ્ત્ર,' સર૦ ગુજ. 'ઘાટડી.' ૨૭-૪

**°ચઇ** ષષ્ઠીનો પ્રત્યય. **પૂરવજનમચઇ** ૨૦-૧૧ [ સં. °त्यक > प्रा. °च्चअ; સર૦ પ્રા. अह्मेच्चअ, तुह्मेच्चअ આદિ ] જુઓ **°ચી.**

**ચઉમાસ** ન. 'ચોમાસું, વર્ષાઋતુ.' ૧-૩; **ચઉમાસિ** ૧-૨૬ [ સં. चातुर्मास > प्रा. चाउम्मास, चउमास ]

**ચઉમુખ** વિ. 'ચાર મુખવાળું, ચાર દરવાજાવાળું'. ૧૮-૧૧, ૧૮-૪૦ [ સં. चतुर्मुख > प्रा. चउम्मुह. આ પ્રકારની જૈન મૂર્તિ અથવા મન્દિરને 'ચોમુખજી' કહેવામાં આવે છે. ]

**ગુણપંચાસિ** વિ. 'ઓગણપચાસ.' ૨૯-૧૬૩ [ सं. एकोनपंचाशत् > प्रा. एगूणपंचास ]

**ગુર** પું. 'ગુરુ.' ૨૭-૨૩; **ગુરહ** ૧-૩ [ सं. गुरु. પારસી ધર્મ-ગુરુઓનાં નામ પાછળ કેટલીકવાર 'ગુર' શબ્દ લાગે છે, જેમ કે 'બહેરામગુર' સર૦ ગુજ. ગોર = પુરોહિત ]

**ગુરવ** પું. ૧૪-૭૦ [ सं. गौरव > प्रा. गउरव ] જુઓ **ગઉરઉ** **ગોરવુ.**

**ગુસાઇઉ** પું. 'સ્વામી, પતિ.' ૨૦-૪૪ [ सं. गोस्वामिन्. सर० हि. गोसाइं, पं. गुसाइं, म. गोसांवी, ગુજ. ગોસાંઇ, જોકે જૂની ગુજ.ના પ્રસ્તુત પ્રયોગની તુલનાએ આ બધા અર્વાચીન પ્રયોગોનો અર્થફેર નોંધપાત્ર છે. અર્વાચીન પ્રયોગોમાં એનો અર્થ 'ધર્મગુરુ,' 'સાધુ' કે એવો છે. આસામીમાં અમુક કુટુંબના સભ્યને 'ગોહાંઇ' કહેવામાં આવે છે (ટર્નર, 'નેપાલી ડિક્શનરી' પૃ. ૧૫૦) ત્યાં એનો અર્થ ઉપર્યુક્ત 'ગુસાઇઉ'ને કંઈક મળતો છે. ]

**ગુહિર** વિ. 'ગંભીર.' ૬-૮૨. જુઓ **ગહિર.**

**ગૂજરડી** વિ. ગુજરાતની સ્ત્રી, ગુજરાતણ. ૭-૨૫ [ सं. गुर्जर > प्रा. गुज्जर > ગૂજર + સ્વાર્થિક 'ડી.' 'ગૂજર' કે 'ગૂજરી'ના અર્થ 'ગોવાળ અને 'ગોવાલણી' પણ થાય છે તે ગુર્જર પ્રજા મુખ્યત્વે પશુપાલક હતી એ સૂચવે છે. ]

**ગૂજરાત** સ્ત્રી. 'ગુર્જરોનો પ્રદેશ.' ૩૬-૨૪ [ ગુર્જર દેશ માટે પ્રયોજાયેલો આ 'ગુજરાત' શબ્દ વિક્રમના ચૌદમા શતકના પૂર્વાર્ધ જેટલો જૂનો હોઈ અગત્યનો છે. આ પ્રકારના અન્ય પ્રયોગો માટે તથા આ શબ્દના સિંગની ચર્ચા માટે જુઓ 'ઇતિહાસની કેડી' લેખસંગ્રહમાં "પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં 'ગુજરાત'ના પ્રયોગો" એ લેખ. આ શબ્દની વ્યુત્પત્તિ 'ગૂર્જર' + બહુવચનના ફારસી પ્રત્યય 'આન' ઉપરથી અપાય છે. જુઓ નરસિંહરાવ દિવેટિયા. Gujarati Language and Literature, Vol. II, પૃ. ૨૯૮-૨૯૯; તથા 'ઇતિહાસસંમેલન નિબંધસંગ્રહ,' પૃ. ૧-૨૪માં 'ગુજરાત' શબ્દની વ્યુત્પત્તિ વિશે શ્રી. બેચરદાસ દોશી અને શ્રી. કેશવરામ શાસ્ત્રીના લેખો. ]

**ગૂડી** સ્ત્રી. 'નાની ધજા,' ૬-૨૩ [ આ કન્નડ ઋણશબ્દ છે. ચૈત્ર સુદિ એકમથી શરૂ થતા દક્ષિણી નવા વર્ષ માટે 'ગુડી પડવો' શબ્દ છે એમાં 'ગૂડી' શબ્દ ધજાના અર્થમાં છે. એ દિવસે ધજાનાં તોરણ બાંધવામાં આવતાં. જૂની ગુજરાતીમાં આ શબ્દનો પ્રયોગ વારંવાર મળે છે, જેમ કે— 'ત્રિભુવનદીપક પ્રબંધ,' કડી ૨૮૦; મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ,' કડી ૧૨૩, ૩૯૧; ઇત્યાદિ. ]

**ગોકલ** ન. 'ગોકુલ.' ૧૯-૨, ૧૯-૫૯; **ગોકલિ** ૧૯-૩૪, ૧૯-૩૬ [ सं. गोकुल ]

**ગોરવુ** પું. ૨-૨૩, જુઓ **ગઉરઉ, ગુરવ** [ सं. गौरव > प्रा. गउरव ]

**ગોવ** સ. ક્રિ. 'છુપાવવું.' ૩-૨૯ [ सं. गोप् > प्रा. गोव. જુઓ 'સિદ્ધહૈમ,' ૮-૪-૩૩૮—" જે ગુણ **ગોવઇ** અપ્પણા પયડા કરઇ પરસ્સુ । તસુ હઉં કલિજુગિ દુલ્લહહો બલિ કિજ્જઉં સુઅણસ્સુ ॥ " ]

**ગ્રૈવેક** ન. 'એ નામનું દેવવિમાન.' ૨૪-૭ [ सं. ग्रैवेयक. આ જૈન ધાર્મિક પરિભાષાનો શબ્દ છે. ]

**ઘગ્ઘરિ** સ્ત્રી. 'ઘૂઘરી.' ૩-૨૧; **ઘઘરિયાલિ** 'ઘૂઘરીવાળી.' ૨-૨૧; ઘાઘરિ ૧-૧૫ [ सं. घर्घरी > घग्घरी. એમાંથી સંયોગલોપે પૂર્વસ્વરદીર્ઘત્વથી નિષ્પન્ન થયેલો 'ઘાઘરી' ( ઘૂઘરી ) શબ્દ અન્યત્ર પણ જૂ. ગુજ.માં વપરાયેલો છે. ]

**ઘરસૂત** 'ઘરની વ્યવસ્થા.' ૩૦-૧૭૯ [ सं. गृहसूत्र > प्रा. घरसुत्त ]

**ઘરસ્ત** પું. 'ગૃહસ્થ.' ૩૦-૮૬ [ सं. गृहस्थ ]

**ઘાઇ** સ્ત્રી. 'ઉતાવળ, ઉત્સુકતા.' ૩૭-૧૯ [ सं. घात > प्रा. घाअ ? ]

**ઘાટ** પું. 'સ્ત્રીઓનું એક રેશમી વસ્ત્ર,' સર૦ ગુજ. 'ઘાટડી.' ૨૭-૪

**°ચઇ** ષષ્ઠીનો પ્રત્યય. **પૂરવજનમચઇ** ૨૦-૧૧ [ सं. °त्यक > प्रा. °च्चअ; સર૦ प्रा. अह्मेच्चअ, तुह्मेच्चअ આદિ ] જુઓ **°ચી**.

**ચઉમાસ** ન. 'ચોમાસું, વર્ષાઋતુ.' ૧-૩; **ચઉમાસિ** ૧-૨૬ [ सं. चातुर्मास > प्रा. चाउम्मास, चउमास ]

**ચઉમુખ** વિ. 'ચાર મુખવાળું, ચાર દરવાજાવાળું'. ૧૮-૧૧, ૧૮-૪૦ [ सं. चतुर्मुख > प्रा. चउम्मुह. આ પ્રકારની જૈન મૂર્તિ અથવા મન્દિરને 'ચોમુખજી' કહેવામાં આવે છે. ]

**ગુણપંચાસિ** વિ. 'ઓગણપચાસ.' ૨૯-૧૬૩ [ सं. एकोनपंचाशत् > प्रा. एगूणपंचास ]

**ગુરુ** પું. 'ગુરુ.' ૨૭-૨૩; **ગુરુહ** ૧-૩ [ सं. गुरु. પારસી ધર્મ-ગુરુઓનાં નામ પાછળ કેટલીકવાર 'ગુર' શબ્દ લાગે છે, જેમ કે 'બહેરામગુર' સર૦ ગુજ. ગોર = પુરોહિત ]

**ગુરવ** પું. ૧૪-૭૦ [ सं. गौरव > प्रा. गउरव ] જુઓ **ગઉરઉ ગોરવુ.**

**ગુસાઇઉ** પું. 'સ્વામી, પતિ.' ૨૦-૪૪ [ सं. गोस्वामिन्. सर० हि. गोसांई, पं. गुसाई, म. गोसांवी, ગુજ. ગોસાંઇ, જોકે જૂની ગુજ.ના પ્રસ્તુત પ્રયોગની તુલનાએ આ બધા અર્વાચીન પ્રયોગોનો અર્થફેર નોંધપાત્ર છે. અર્વાચીન પ્રયોગોમાં એનો અર્થ 'ધર્મગુરુ,' 'સાધુ' કે એવો છે. આસામીમાં અમુક કુટુંબના સભ્યને 'ગોહાંઇ' કહેવામાં આવે છે ( ટર્નર, 'નેપાલી ડિક્શનરી' પૃ. ૧૫૦ ) ત્યાં એનો અર્થ ઉપર્યુક્ત 'ગુસાઇઉ'ને કંઈક મળતો છે. ]

**ગુહિર** વિ. 'ગંભીર.' ૬-૪૨. જુઓ **ગહિર.**

**ગૂજરડી** વિ. ગુજરાતની સ્ત્રી, ગુજરાતણ. ૭-૨૫ [ सं. गुर्जर > प्रा. गुज्जर > ગૂજર + સ્વાર્થિક 'ડી,' 'ગૂજર' કે 'ગૂજરી'નો અર્થ 'ગોવાળ અને 'ગોવાલણી' પણ થાય છે તે ગુર્જર પ્રજા મુખ્યત્વે પશુપાલક હતી એ સૂચવે છે. ]

**ગૂજરાત** સ્ત્રી. 'ગુર્જરોનો પ્રદેશ.' ૩૬-૨૪ [ ગુર્જર દેશ માટે પ્રયોજાયેલો આ 'ગુજરાત' શબ્દ વિક્રમના ચૌદમા શતકના પૂર્વાર્ધ જેટલો જૂનો હોઈ અગત્યનો છે. આ પ્રકારના અન્ય પ્રયોગો માટે તથા આ શબ્દના લિંગની ચર્ચા માટે જુઓ 'ઇતિહાસની કેડી' લેખસંગ્રહમાં "પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં 'ગુજરાત'ના પ્રયોગો" એ લેખ. આ શબ્દની વ્યુત્પત્તિ 'ગૂજર' + બહુવચનના અરબી પ્રત્યય 'આત' ઉપરથી અપાય છે. જુઓ નરસિંહરાવ દિવેટિયા, Gujarati Language and Literature, Vol. II, પૃ. ૧૯૪-૨૦૨; તથા 'ઇતિહાસસંમેલન નિબંધસંગ્રહ,' પૃ. ૧-૨૪માં 'ગુજરાત' શબ્દની વ્યુત્પત્તિ વિષે શ્રી. બેચરદાસ દોશી અને શ્રી. કેશવરામ શાસ્ત્રીના લેખો. ]

**ગૂડી** સ્ત્રી. 'નાની ધજા,' ૬-૨૩ [ આ કન્નડ ઋણશબ્દ છે. ચૈત્ર સુદિ એકમથી શરૂ થતા દક્ષિણી નવા વર્ષ માટે 'ગુડી પડવો' શબ્દ છે એમાં 'ગૂડી' શબ્દ ધજાના અર્થમાં છે. એ દિવસે ધજાનાં તોરણ બાંધવામાં આવતાં. જૂની ગુજરાતીમાં આ શબ્દનો પ્રયોગ વારંવાર મળે છે, જેમ કે— 'ત્રિભુવનદીપક પ્રબંધ,' કડી ૨૮૦; મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ,' કડી ૧૨૩, ૩૯૧; ઇત્યાદિ. ]

**ગોકલ** ન. 'ગોકુલ.' ૧૯-૨, ૧૯-૫૯; **ગોકલિ** ૧૯-૩૪, ૧૯-૩૬ [ સં. गोकुल ]

**ગોરવુ** પું. ૨-૨૩, જુઓ **ગઉરઉ, ગુરવ** [ સં. गौरव > પ્રા. गउरव ]

**ગોવ** સ. ક્રિ. 'છુપાવવું.' ૩-૨૯ [ સં. गोप् > પ્રા. गोव. જુઓ 'સિદ્ધહૈમ,' ૮-૪-૩૩૮—"જે ગુણ **ગોવઇ** અપ્પણા પયડા કરઇ પરસ્સુ। તસુ હઉં કલિજુગિ દુલ્લહહો બલિ કિજ્જઉં સુઅણસ્સુ ॥" ]

**ગ્રૈવેક** ન. 'એ નામનું દેવવિમાન.' ૨૪-૭ [ સં. ग्रैवेयक. આ જૈન ધાર્મિક પરિભાષાનો શબ્દ છે. ]

**ઘગ્ઘરિ** સ્ત્રી. 'ઘૂઘરી.' ૩-૨૧; **વઘરિયાલિ** 'ઘૂઘરીવાળી.' ૨-૨૧; ઘાઘરિ ૧-૧૫ [ સં. घर्घरी > घग्घरी. એમાંથી સંયોગલોપે પૂર્વસ્વરદીર્ઘત્વથી નિષ્પન્ન થયેલો 'ઘાઘરી' ( ઘૂઘરી ) શબ્દ અન્યત્ર પણ જૂ. ગુજ.માં વપરાયેલો છે. ]

**ઘરસૂત** 'ઘરની વ્યવસ્થા.' ૩૦-૧૭૯ [ સં. गृहसूत्र > પ્રા. घरसुत्त ]

**ઘરસ્ત** પું. 'ગૃહસ્થ.' ૩૦-૮૬ [ સં. गृहस्थ ]

**ઘાઇ** સ્ત્રી. 'ઉતાવળ, ઉત્સુકતા.' ૩૭-૧૯ [ સં. घात > પ્રા. घाअ ? ]

**ઘાટ** પું. 'સ્ત્રીઓનું એક રેશમી વસ્ત્ર,' સર૦ ગુજ. 'ઘાટડી.' ૨૭-૪

**°ચઇ** ષષ્ઠીનો પ્રત્યય. **પૂરવજનમચઇ** ૨૦-૧૧ [ સં. °त्यक > પ્રા. °च्चअ; સર૦ પ્રા. अह्मेच्चअ, तुह्मेच्चअ આદિ ] જુઓ **°ચી**.

**ચઉમાસ** ન. 'ચોમાસું, વર્ષાઋતુ.' ૧-૩; **ચઉમાસિ** ૧-૨૬ [ સં. चातुर्मास > પ્રા. चाउम्मास, चउमास ]

**ચઉમુખ** વિ. 'ચાર મુખવાળું, ચાર દરવાજાવાળું.' ૧૮-૧૧, ૧૮-૪૦ [ સં. चतुर्मुख > પ્રા. चउम्मुह. આ પ્રકારની જૈન મૂર્તિ અથવા મન્દિરને 'ચોમુખજી' કહેવામાં આવે છે. ]

**ગુણપંચાસિ** વિ. ‘ ઓગણપચાસ. ’ ૨૯-૧૬૩ [ सं. एकोनपंचाशत् > प्रा. एगूणपंचास ]

**ગુર** પું. ‘ ગુરુ. ’ ૨૭-૨૩; **ગુરહ** ૧-૩ [ सं. गुरु. પારસી ધર્મ-ગુરુઓનાં નામ પાછળ કેટલીકવાર ‘ ગુર ’ શબ્દ લાગે છે, જેમ કે ‘ બહેરામગુર ’ સર૦ ગુજ. ગોર = પુરોહિત ]

**ગુરવ** પું. ૧૪-૭૦ [ सं. गौरव > प्रा. गउरव ] જુઓ **ગઉરઉ ગોરવુ.**

**ગુસાઇઉ** પું. ‘ સ્વામી, પતિ. ’ ૨૦-૪૪ [ सं. गोस्वामिन्. सर० हि. गोसाइं, पं. गुसाइं, म. गोसांवी, ગુજ. ગોસાંઇ, જોકે જૂની ગુજ.ના પ્રસ્તુત પ્રયોગની તુલનાએ આ બધા અર્વાચીન પ્રયોગોનો અર્થફેર નોંધપાત્ર છે. અર્વાચીન પ્રયોગોમાં એનો અર્થ ‘ ધર્મગુરુ, ’ ‘ સાધુ ’ કે એવો છે. આસામીમાં અમુક કુટુંબના સભ્યને ‘ ગોહાંઇ ’ કહેવામાં આવે છે ( ટર્નર, ‘ નેપાલી ડિક્શનરી ’ પૃ. ૧૫૦ ) ત્યાં એનો અર્થ ઉપર્યુક્ત ‘ ગુસાઇઉ ’ને કંઇક મળતો છે. ]

**ગુહિર** વિ. ‘ ગંભીર. ’ ૬-૪૨. જુઓ **ગહિર.**

**ગૂજરડી** વિ. ગુજરાતની સ્ત્રી, ગુજરાતણ. ૭-૨૫ [ सं. गुर्जर > प्रा. गुज्जर > ગૂજર + સ્વાર્થિક ‘ ડી, ’ ‘ ગૂજર ’ કે ‘ ગૂજરી ’નો અર્થ ‘ ગોવાળ અને ‘ ગોવાલણી ’ પણ થાય છે તે ગુર્જર પ્રજા મુખ્યત્વે પશુપાલક હતી એ સૂચવે છે. ]

**ગૂજરાત** સ્ત્રી. ‘ ગુર્જરોનો પ્રદેશ. ’ ૩૬-૨૪ [ ગુર્જર દેશ માટે પ્રયોજાયેલો આ ‘ ગુજરાત ’ શબ્દ વિક્રમના ચૌદમા શતકના પૂર્વાર્ધ જેટલો જૂનો હોઈ અગત્યનો છે. આ પ્રકારના અન્ય પ્રયોગો માટે તથા આ શબ્દના લિંગની ચર્ચા માટે જુઓ ‘ ઇતિહાસની કેડી ’ લેખસંગ્રહમાં “ પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં ‘ ગુજરાત ’ના પ્રયોગો ” એ લેખ. આ શબ્દની વ્યુત્પત્તિ ‘ ગૂજર ’ + બહુવચનના અરબી પ્રત્યય ‘ આત ’ ઉપરથી અપાય છે. જુઓ નરસિંહરાવ દિવેટિયા, Gujarati Language and Literature, Vol. II, પૃ. ૧૯૪-૨૦૨; તથા ‘ ઇતિહાસસંમેલન નિબંધસંગ્રહ, ’ પૃ. ૧-૨૪માં ‘ ગુજરાત ’ શબ્દની વ્યુત્પત્તિ વિષે શ્રી. બેચરદાસ દોશી અને શ્રી. કેશવરામ શાસ્ત્રીના લેખો. ]

**ચાંદરણી** જુઓ **ચાંદિણી**

**ચિત્રસાલી** સ્ત્રી. 'જ્યાં ચિત્રો ગોઠવ્યાં હોય એવું દીવાનખાનું, ચિત્ર-શાલા.' ૨૨-૨૪, ૨૩-૧ [ सं. चित्रशाला ]

**ચિત્રાંમ** ન. 'ચીતરામણ, ચિત્રકામ.' **ચિત્રાંમિ** ૧૯-૬૭ [ सं. चित्र + मयट् પ્રત્યય ]

**ચિંધ** ન. 'નિશાની.' ૩-૧૮ [ सं. चिह्न > प्रा. चिंध. સર૦ ગુજ. ચેન ]

**°ચી** ષષ્ઠીનો પ્રત્યય. **કુસુમાંચી** ૧૩-૧૨; **જાચાં** ૧૪-૩૨ જુઓ **°ચઇ**.

**ચીખલ** પું. 'કાદવ.' **ચીખલિ** ૨૮-૮૦ [ દે. ચિક્ખલ્લ, મ. ચીકલ ]

**ચુલસી** વિ. 'ચોરાશી.' ૧૦-૪ [ सं. चतुरशीति > प्रा. चउलसी ]

**ચુહટું** ન. 'બજાર,' ગુજ. 'ચૌટું.' **ચુહટિ** [ सं. चतुर + हट्ट > प्रा. चउहट्ट ]

**ચેલુખેપ** પું. 'આકાશમાંથી વસ્ત્રોની વૃષ્ટિ થવી તે.' ૩૦-૨૬૫ [ सं. चेलोत्क्षेप ] જૈન કથાસાહિત્યમાં વર્ણવેલાં પાંચ દિવ્યો પૈકીનું આ એક છે.

**ચૈત્યપરવાડિ** સ્ત્રી. 'અનુક્રમે મન્દિરોની યાત્રા.' ૩૦-૬૭ [ सं. चैत्यपरिपाटी. ] જૈન ધાર્મિક પરિભાષાનો આ શબ્દ છે. ]

**ચોલ મજીઠ** પું. 'ચૂડો રંગવા માટેનો લાલ રંગ, મજીઠ.' ૩૦-૧૭૫; **ચોલ મજીઠાં** ૩૦-૧૯૮ [ सं. मंजिष्ठा > प्रा. मंजिट्ठा. દક્ષિણ ભારતના ચોલ પ્રદેશમાંથી આ રંગ આવતો હોઈ તેને 'ચોલ મજીઠ' કહેતા હશે ? અન્યત્ર પણ જૂ. ગુજ. સાહિત્યમાં મજીઠને 'ચોલ મજીઠ' તરીકે વર્ણવામાં આવ્યો છે. (જુઓ 'શબ્દ અને અર્થ,' પૃ. ૧૬૩-૬૪) સર૦ ગુજ. 'લાલ ચોળ'. )

**છબક્ક** સ. ક્રિ. 'ધારણ કરવું.' **છબક્કઇ** ૯-૫

**છયલુ** પું. 'રસિક પુરુષ, છેલ.' ૨૦-૨૭ [ सं. छेक + इल्ल > प्रा. छेअ + इल्ल, छइल्ल ] **છયલી** સ્ત્રી. 'રસિક સ્ત્રી.' ૨૦-૧૩

**છરાલઉ** વિ. 'મસ્ત,' ગુજ. છરવાળો. ૨૦-૨૭

**છાવઉ** પું. 'યુવાન.' ૨૦-૨૭ **છાવી** સ્ત્રી. 'યુવતિ.' ૨૨-૪૨ [ सं. शावक. સર૦ ગુજ. 'છૈયો' ]

**છિદમર** વિ. અર્થ અસ્પષ્ટ. ૧૯-૪૯

**છીલર** ન. 'ખાબોચિયું.' ૨૫-૬, ૨૮-૧૨ [ દે. છિલ્લર ]

**ચઉક** પું. ‘સાથિયો,’ ગુજ. ‘ચોક.’ ૯-૩ [ सं. चतुष्क > प्रा. चउक्क ]

**ચઓસાલ** વિ. ‘વિશાળ.’ ૧૮-૬. આ શબ્દનું ‘ચઉસાલ-ચુસાલ’ રૂપ પણ વપરાયેલું છે. જુઓ મહીરાજકૃત ‘નલ-દવદંતી રાસ,’ કડી ૧૭૫; ‘પૃથ્વીચન્દ્રચરિત્ર’ (પ્રા. ગુજ. કા. સં., પૃ. ૯૬). [ सं. चतुःशाला > प्रा. चउस्साल ]

**ચકડોલ** સ્ત્રી. ‘સંકલ્પવિકલ્પ.’ ૩૭-૧૫ [ सं. चक्रदोला > प्रा. चक्कडोला, चक्कडोल ]

**ચટડાં** ન. ‘બાળકો.’ ૨૯-૧૧૬ [ सं. चेट ઉપરથી ? ]

**ચતુરિમ** સ્ત્રી. ‘ચતુરાઈ.’ ૨૦-૪ [ सं. चतुरीमा ]

**ચમક** અ. ક્રિ. ‘ચમકવું.’ **ચમકિય** ૧-૪; **ચમક્કિય** ૧૮-૧૭ [ सं. चमत्कृत > प्रा. चमक्किय. સર૦ ગુજ હિ. ‘ચોંકવું.’ ]

**ચરડ** પું. ‘ચોર, લુંટારો.’ ૫-૧૩, ૭-૮; **ચરડરાઉ** ‘ચોરનો રાજા.’ ૬-૫૪ [ प्रा. चरड < सं. चर + સ્વાર્થિક ‘ટ’ જૈન સંસ્કૃતમાં ‘ચરટ’ શબ્દનો પ્રયોગ મળે છે. ]

**ચવ** અ. ક્રિ. ‘સ્વર્ગમાંથી નીચે આવવું, પડવું.’ **ચવંતિ** ૩૦-૨૩૨; **ચવિનઇ** ૨૯-૧૫૩ [ सं. च्यव् ]

**ચંપલુ** પું. ‘ચંપાનો છોડ.’ **ચંપલા** ૨૩-૯. ‘ચાંપલા’ રૂપ જૂ. ગુજ.માં મળે છે—‘ચાંપલા તરૂયરની કલી નીકલી સોવન વાનિ’ (‘વસંત-વિલાસ,’ કડી ૩૧) [ चम्पक > प्रा. चंपअ + ल ]

**ચાચર** ન. ‘ચોગાન.’ ૨૮-૧૪ [ सं. चत्वर > प्रा. चच्चर ]

**ચામરહારી** સ્ત્રી. ‘ચામરધારિણી સ્ત્રી.’ ૧૮-૨૭

**ચાલિ** સ્ત્રી. ‘રૂઢિ, ચાલ.’ ૩૦-૮૫ [ सं. √ चल् ઉપરથી ]

**ચાહ** સ. ક્રિ. ‘ઇચ્છવું.’ ગુજ. ‘ચાહવું.’ **ચાહિ** ૧૯-૮૮ [ प्रा. चाह ] ‘ચહ’ ક્રિયાપદ પણ આ અર્થમાં જૂ. ગુજ.માં છે. જુઓ મહીરાજકૃત ‘નલ-દવદંતી રાસ,’ કડી ૯૫.

**ચાંદ** પું. ‘ચન્દ્ર.’ ૩૬-૪૬ [ सं. चन्द्र ]

**ચાંદ્રિણી** સ્ત્રી. ‘ચન્દ્રનો પ્રકાશ, ચાંદની.’ ૨૨-૪૪, ૨૩-૧

જ્ઞાતિ ગુજરાતમાં છે. જૂના ગુજ. સાહિત્યમાં ‘ જેઠી ’ વિષેના અન્ય ઉલ્લેખો માટે જુઓ ‘ જ્યેષ્ઠીમલ્લ જ્ઞાતિ અને મલ્લપુરાણ ’ એ મારી પુસ્તિકા, પૃ. ૯-૧૨ ]

**જેડ** અ. ક્રિ. ‘ વિલંબ કરવો. ’ **જેડવા** ૧૯-૬. આ શબ્દ વિષે ચર્ચા માટે જુઓ મહીરાજકૃત ‘ નલ-દવદંતી રાસ ’ના શબ્દકોશમાં **જેડિ** અર્વાચીન ગુજરાતીમાં આ શબ્દપ્રયોગ લુપ્ત છે, પણ મેવાડમાં હજી ‘ જેજ ’ રૂપે તે વપરાય છે.

**જોરો** પું. ‘ દોર, જુલમ. ’ ૩૨-૧૮ [ ફા. જોર ]

**ઝંજીર** સ્ત્રી. ‘ બેડી. ’ ૨૬-૩૦ [ ફા. જંજીર ]

**ઝાણ** ન. ‘ ધ્યાન. ’ ૧-૨૫ [ सं. ध्यान > प्रा. झाण ]

**ઝાલ** સ્ત્રી. ‘ કાનનું એક ઘરેણું, ’ ૨૦-૭; **ઝાલિ** ૧૭-૧૬, ૨૨-૨૦, ૩૧-૯

**ઝુણિ** પું. ‘ અવાજ. ’ ૮-૨૨, ૧૫-૪૮ [ सं. ध्वनि > प्रा. झुणि ]

**ઝૂમણૂં** ન. ‘ એક પ્રકારનો હાર. ’ ૨૨-૨૭

**ટંકાઉલિ** સ્ત્રી. ‘ એક પ્રકારનો હાર. ’ ૩૧-૧૧; **ટંકાવલિ** ૧૭-૧૫ [ सं. टंका + आवलि. ‘ ટંકા ’ એ જૂના સમયનો મુખ્ય શિક્કો હતો ( જે ઉપરથી ગુજ. ‘ ટકો ’ શબ્દ આવ્યો છે ); ‘ ટંકા ’ના આકારનાં ચકતાં આ હારમાં ગોઠવતાં હશે, તે ઉપરથી એને ‘ ટંકાવલિ ’ નામ મળ્યું હોવું જોઈએ.

**ટિચ્યાંગલી** સ્ત્રી. ‘ ટચલી આંગળી, સૌથી નાની આંગળી. ’ ૧૯-૪૨

**ટૂંટુઉ** વિ. ‘ ઠૂંઠો, ’ ગુજ. ‘ ટૂંટો. ’ ૩૦-૩૧

**ડસણ** પું. ‘ દાંત. ’ ૨૨-૧૯, ૨૨-૨૫ [ सं. दशन ]

**ડાંલવ** અ. ક્રિ. ‘ દેડકાં અવાજ કરે તે. ’ **ડાંલવઇ** ૨૨-૫૩

**ડીલ** ન. ‘ શરીર. ’ ૨૬-૩૫ [ प्रा. डिल्ल ]

**ઢીલિણિ** વિ. ‘ દિલ્હીની રહેવાસી સ્ત્રી. ’ ૭-૨૯

**ઢો** સ. ક્રિ. ‘ રજૂ કરવું, ભેટ ધરવું. ’ **ઢોઇ** ૨૯-૧૨૧; **ઢોયા** ૨૯-૨૫ [ सं. ढौक् > प्रा. ढोअ ]

**તક્ખણ** અ. ‘ તત્કાળ, તે જ સમયે. ’ **તક્ખણિ** ૩-૪ [ सं. तत्क्षण ]

**તગતાગુ** ન. ‘ સુન્દરતા. ’ ૧૬-૧૭

**તડકસ** વિ. ‘ તંગ. ’ ૨૨-૧૬

**જગીસ** સ્ત્રી. 'ઇચ્છા.' ૩૨-૫૦. કેવળ પાદપૂરક તરીકે, ૨૯-૧૬૬ [ सं. जिगीषा ] 'જીતવાની ઇચ્છા.' આ વિશિષ્ટ અર્થને બદલે જૂની ગુજ.માં 'જગીસ' શબ્દ 'ઇચ્છા' અથવા 'આકાંક્ષા' એવા સામાન્ય અર્થમાં વપરાતો થયો. એ અર્થ પણ આછો બનતાં એ શબ્દ 'સાર' અને 'નિરધાર-ની જેમ કેવળ પાદપૂરક બન્યો, અને બોલાતી ભાષામાંથી લુપ્ત થયો. ]

**જમલાં** અ. 'સાથે, પાસે.' ૧૯-૯૫; **જમલિ** ૧૮-૨, ૧૯-૭૧, ૨૨-૨૬; **જમલુ** ૧૯-૭૨; **જવલિ** 'સમાન, જેવા.' ૩૫-૩ [ सं. यमल > प्रा. जमल. મ. જવળ = પાસે; જૂની ગુજ.માં 'જામલિ' ( > सं. यामल ) પણ છે. જુઓ મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ,' કડી ૧૪૫, ૧૮૩. ]

**જમુણ** સ્ત્રી. 'યમુના નદી.' ૫-૨ [ सं. यमुना ] જુઓ **જવણિ.**

**જવણિ** સ્ત્રી. 'યમુના નદી.' ૯-૧૮ [ सं. यमुना > प्रा. जमुणा, जवुणा ] જુઓ **જમુણ.**

**જંગ** પું. [ ફા. ] 'સમારંભ, આનંદનો પ્રસંગ.' ૨૭-૭, ૩૧-૨૮ [ ફા. 'જંગ' = યુદ્ધ: એમાં થયેલો આ અર્થફેર નોંધપાત્ર છે. ]

**જાત્ર** સ્ત્રી. 'દેવની યાત્રા તથા એ નિમિત્તે ઉત્સવ.' ૩૦-૯૫ [सं. यात्रा]

**જાત્રણિ** સ્ત્રી. 'યાત્રિક સ્ત્રી.' ૭-૫૧ [ सं. * यात्रिणी ]

**જાત્રિગુ** પું. 'યાત્રિક.' ૫-૪ [ सं. यात्रिक ]

**જાદર** ન. 'એક પ્રકારનું સફેદ રેશમી કાપડ.' ૩-૧૯, ૬-૩૯, ૯-૮, ૩૭-૧૨; **જાદરુ** ૪-૩૦; **યાદર** ૨૧-૧૧, ૨૨-૫૨, ૩૦-૨૨૧ [ દે. જદ્દર ] જુઓ **મરગયજાદર.**

**જાનત્ર** સ્ત્રી. 'વરયાત્રા,' ગુજ. 'જાન.' ૮-૨૦ [ सं. यानयात्रा ]

**જિણહર** ન. 'જૈન મન્દિર.' **જિણહરઇ** ૨૯-૨૫; **જિણહરૂ** ૧૮-૧૧ [ सं. जिनगृह > प्रा. जिणहर ]

**જીપ** સ. ક્રિ. 'જીતવું, ફતેહ મેળવવી.' **જીપઇ** ૬-૩૦, **જીપઈં** ૧૪-૭; **જીપતી** ૩૦-૨૨૩ [ सं. जित > प्रा. जित्त, जिप्प ]

**જૂહી** સ્ત્રી. 'જૂઈનો છોડ.' ૨૨-૯ [ सं. यूथिका > प्रा. जूहिआ ]

**જેઠી** પું. 'મલ્લ, જેઠીમલ્લ.' ૩૦-૨૩૬ [ सं. ज्येष्ठिन्. ] જેઠી અથવા જેઠીમલ્લ તરીકે ઓળખાતી, મલ્લવિદ્યાને વ્યવસાય તરીકે સ્વીકારનારી એક

**તિવલ** ન. 'ઢોલક.' ૨૭-૧૨ [ અર. તબ્લ કે તબ્લહ્; સર૦ અર્વાચીન ગુજ. 'તબલું.' જૂ. ગુજ.માં અન્યત્ર પણ આ શબ્દનો પ્રયોગ છે. 'તિવિલાં ઝાલર ભેરુ કરડિ કંસાલા વાજઇ'—'સપ્તક્ષેત્રી રાસુ,' કડી ૫૦ ]

**તુરણી** સ્ત્રી. 'તરુણી.' ૨૭-૪, ૩૬-૪૨ [ સં. तरुणी ]

**તુરંગુ** પું. 'લહેર.' ૨-૧૦ [ સં. तरंग ]

**તેય** ન. 'તેજ.' ૨-૩ [ સં. तेज ]

**તોરણ** ન. [ સં. ] 'શોભા માટે બારણાં ઉપર બંધાતો પાંદડાં વગેરેનો હાર, ૨-૬, ૬-૨૩. 'દરવાજો.' **તોરણિ** ૧-૪, ૧૧-૧, ૨૫-૧, ૩૧-૫. **તોરણે** ૧૮-૪૦.

**ત્રસ** વિ. [ સં. ] 'એક સ્થાનેથી બીજે સ્થાને જવાની શક્તિવાળો જીવ.' ૭-૯

**ત્રસરી** વિ. 'ત્રણ સેર-રેખાવાળી.' ૨૨-૨૦

**ત્રિય** સ્ત્રી. 'સ્ત્રી.' ૭-૯; **ત્રીનઇ** ૪-૧૩ [ સં. स्त्री ]

**થટ્ટ** પું. 'સમુદાય.' ૩-૪. જુઓ **થાટ**.

**થવક્ક** પું. 'સ્તબક, જથ્થો.' **થવક્કા** ૧-૧૨ [ સં. स्तबक ]

**થાટ** સ્ત્રી. 'મોટો સમુદાય, ઠઠ.' ૪-૪૦; **થાટિ** ૨૭-૨૧ [ સં. *स्थात સર૦ ગુજ. હિ. 'ઠાઠ,' મ. 'ઠાટ = ભપકો. જૂની ગુજ.માં 'ઠાઠ' શબ્દ 'સમુદાય'ના અર્થમાં પણ છે: 'ગયવર **ઠાઠ** ચાલતા દીસઇ, જોતાં નાવઇ છેહ'—'કાન્હડદેપ્રબન્ધ,' ખંડ ૨, કડી ૮૫ જુઓ **થટ્ટ**.

**થાપણિ** સ્ત્રી. 'અનામત.' ૧-૧૨ [ સં. स्थापनिका > प्रा. थप्पणिआ, थापणिआ. અર્વાચીન ગુજ. થાપણ. ]

**થાહર** સ્ત્રી. 'સ્થિરતા.' **થાહરિ** ૨૨-૮. આ અર્થ લક્ષણાથી આવ્યો છે. આ શબ્દનો મૂળ અર્થ 'સ્થાન' છે [ સં. *स्थात > प्रा. थाअ, थाह + સ્વાર્થિક 'ડ,' સર૦ ગુજ. 'ઠાર' ] જુઓ મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ'ના શબ્દકોશમાં **થાહર**.

**થીવલિ** સ્ત્રી. 'પેટ ઉપર પડતી ત્રણ રેખા.' ૨૦-૮ [ સં. त्रिवलि ] જુઓ **તિવલ**.

**તડક્ક** અ. ક્રિ. 'ચમકવું.' **તડક્કઈ** ૬-૫૦ [ प्रा. तडक्क. તડક્કાર = ચમકારો. ]

**તડૂકું** ન. 'સ્ત્રીનું કાનનું આભૂષણ.' **તડૂકાં** ૨૨-૨૪ [ सं. ताटंक ? ]

**તલાવલી** સ્ત્રી. 'નાનું તળાવ, તળાવડી.' ૧૫-૨૦ [ सं. तडाग > प्रा. तलाअ + ली ]

**તલિયા તોરણ** ન. 'એક પ્રકારનું તોરણ, તરિયા તોરણ.' ૯-૨

**તવણુ** પું. 'સૂર્ય.' ૧-૧૮ [ सं. तपन > प्रा. तवण ]

**તાજા** અ. 'તુરત.' ૩૭-૨ [ ફા. તાજહ્ ]

**તાજિમ** સ્ત્રી. 'માન આપવાની ક્રિયા, અદબ.' ૭-૨૬ [ અર. તઅજીમ ]

**તાડંક** ન. 'કાનનું કુંડળ.' ૩-૨૦ [ सं. ताटंक ]

**તાડ** સ. ક્રિ. 'પહેરવું.' **તાડેઇ** ૧-૧૩

**તાલોવીલી** સ્ત્રી. 'વ્યાકુળતા, ઉત્સુકતા.' ૨૬-૨૮ [ દે. तल्लोविल्लि, એના મૂળમાં સં. 'तल्लोपरि' જેવો શબ્દ હશે. ]

**તાસતુ** પું. 'એક પ્રકારનું ચકચકિત રેશમી કાપડ.' **તાસતા** ૩૦-૨૦૦ [ ફા. તાફ્તહ્ ]

**તિત્થયર** પું. 'તીર્થંકર.' ૨-૧ [ सं. तीर्थंकर ]

**તિરિઅ** વિ. 'પશુ, પક્ષી વગેરે પ્રાણીઓ.' ૧૫-૨૮ [ सं. तिर्यक् ]

**તિરેહ** વિ. 'ત્રણ રેખાવાળો.' ૨-૯; **તિરહેઉ** ૬-૩૧ [ सं. त्रिरेख > प्रा. तिरेह ]

**તિલઉ** ન. 'ટીલું, તિલક.' ૯-૬. **કુલતિલઉ** ૩૧-૧, એ સ્થાને 'તિલઉ'નો 'અલંકાર, આભૂષણ' એવો અર્થ છે. [ सं. तिलक > प्रा. तिलअ ]

**તિવરારિ** પું. 'મહાદેવ.' ૮-૧૬ [ सं. त्रिपुरारि ]

**તિવલ** સ્ત્રી. 'પેટ ઉપર પડતી ત્રણ રેખા.' ૨-૧૦ [ सं. त्रिवलि ] જુઓ **થીવલિ.**

( શ્રી. વ્યાસની વાચના, ખંડ ૪, કડી ૨૨૯-૩૦ ). આ શબ્દનાં પાઠાન્તર જુદી જુદી હસ્તપ્રતો અનુસાર ' દીકોલી, ' ' દકોડી, ' ' ડીકોલી, ' એવા ત્યાં નોંધેલાં છે. ' વિમલપ્રબન્ધ ' ( ચૂલિકા, કડી ૬૫ )માં ' **દીકોડી** કોડી દસ વીસ, શ્રીની સાર કરઇ નિશિદીસ ' એમ આ શબ્દ છે, અને એ કાવ્યમાં ખંડ ૯, કડી ૧૩૦માં ' દીકોલાં ' એવો નપુંસકલિંગનો પ્રયોગ છે. ' યોગ-શાસ્ત્ર 'ના સોમસુન્દરસૂરિકૃત બાલાવબોધની હસ્તપ્રતમાં ' દીકોલા ' એવો પુંલિંગનો પ્રયોગ છે—(૧) ' તે કન્યા દાસ**દીકોલા** સહિત તે ઋષિહૂઇં દીધી. ' (૨) ' રીસ લગઇ દાસ **દીકોલા** ગાઇ ભઇંસિ બલીવર્દાદિકહૂઇં ગાઢઉ બંધ ન કરઇ. ' રાજસ્થાનમાં જાગીરદારોની જંગમ મિલકત જેવા રાવણા રજપૂતો—ખવાસોને કેટલીક વાર ' ડોગલા ' એટલે કે વર્ણસંકર કહેવામાં આવે છે. આ શબ્દકુલ સં. ' द्विकुल ' ઉપરથી હશે ? ]

**દીનાર** પું. ' એક પ્રાચીન સિક્કો. ' ૨૯-૧૪૫ [ સં. दीनार, જે લેટિન Denarius ઉપરથી છે. ]

**દીસ** પું. ' દિવસ. ' ૧૭-૩ [ સં. दिवस ]

**દેઉર** પું. ' દિયર, પતિનો ભાઈ. ' ૧૪-૫૪ [ સં. देवर ]

**દેવહર** ન. ' દેવમન્દિર. ' **દેવહરઇ** ૨૯-૧૭ [ સં. देवगृह > પ્રા. देवहर, देअहर. જુજ. દહેરું ]

**દેશન** સ્ત્રી. ' ઉપદેશ. ' ૩૦-૧૫૧ [ સં. देशना ]

**દેસવરતિ** સ્ત્રી. ' શ્રાવકનાં વ્રત, અણુવ્રત, હિંસા આદિનો આંશિક ત્યાગ. ' ૩૦-૬૧ [ સં. देशविरति. આ જૈન ધાર્મિક પરિભાષાનો શબ્દ છે. ]

**દેહચિંતા** સ્ત્રી. [ સં. ] ' કુદરતી હાજત. ' ૨૯-૭૧

**દૂમણી** વિ. ' દુખી, સચિંત. ' ૨૯-૮૯ [ સં. दुर्मनस् > પ્રા. दुम्मण ]

**દૂબ્બય** સ્ત્રી. ' પાંડવોની પત્ની, દ્રૌપદી. ' ૯-૯, ૯-૧૨ [ સં. द्रौपदी ]

**દૂહવ** સ. ક્રિ. ' દુખ આપવું. ' **દૂહવાણૂં** ૩૦-૮૮ [ સં. दुःखापयति > પ્રા. दुहावइ ]

**ધ્રૂપદ** ન. ' પદ્યમાં દરેક કડીને અંતે પુનરુક્ત થતી પંક્તિ, ટેક. ' ૨૨-૨ [ સં. ध्रुवपद ]

**દ્રેઠિ** સ્ત્રી. ' નજર, દૃષ્ટિ. ' ૭-૩૩, ૧૮-૨૪, ૨૫-૬; **દ્રેઠિહિં** ૩૫-૨૨ [ સં. दृष्टि ]

**થુણ** સ. ક્રિ. ‘ સ્તુતિ કરવી. ’ **થુણીજઇ** ૨-૨૭ [ सं. स्तुनोति > प्रा. थुणइ ]

**દકખ** ન. ‘ દુખ. ’ ૩૬-૫૦ [ सं. दुःख ]

**દની** સ્ત્રી. ‘ દુનિયા. ’ ૩૦-૪૩ [ અર૦ દુનિયા. ઉત્તર ગુજરાતમાં લોકબોલીમાં ‘ દેસ દની ’ એવો પ્રયોગ પ્રચલિત છે. ]

**દપ્પણ** ન. ‘ અરીસો ’ ૯-૨ [ सं. दर्पण > प्रा. दप्पण ]

**દમામો** પું. ‘ એક રણવાદ્ય, નોબત. ’ ૨૭-૧૨; ન. **દમામાં** ૨૮-૫૧ [ ફા. દમામહ્ ]

**દવાજો** વિ. ‘ આશીર્વાદ આપનાર. ’ **દવાજા** ૩૪-૫૩ [ અર૦ દુઆ + ફા. ગો = આપનાર ]

**દસાર** પું. ‘ સમુદ્રવિજય આદિ દશ યાદવો. ’ ૨-૧૫, ૮-૨ [ सं. दशार्ह ]

**દસ્તૂર** પું. [ ફા. ] ‘ કર. ’ ૨૪-૨

**દાઇજઉ** પું. ‘ લગ્ન વખતે વરકન્યાને અપાતું દ્રવ્ય. ’ ૨૯-૬૦ [ प्रा. दाइज्ज. ]

**દાડિમફૂલા** પું. ‘ એક પ્રકારનું કીમતી વસ્ત્ર. ૨૨-૪૭

**દાદર** પું. ‘ દેડકો. ’ ૨૨-૫૩ [ सं. दादुर ]

**દિક્ષણડી** સ્ત્રી. ‘ દક્ષિણની સ્ત્રી. ’ ૭-૩૦

**દિદાર** પું. [ ફા. ] ‘ ચહેરો, સ્વરૂપ. ’ ૩૨-૮, ૩૨-૧૦, ૩૨-૧૨, ૩૨-૪૫; **દીદાર** ૩૪-૩૮

**દિમસુ** પું. ‘ દિવસ. ’ ૩-૧૭ [ सं. दिवस. અહીં ‘ વ ’નો ‘ મ ’ થવો નોંધપાત્ર છે. ]

**દિવ** ન. ‘ ચમત્કાર, દિવ્ય. ’ ૩૦-૨૬૫ [ सं. दिव्य > प्रा. दिव्व ]

**દીકોડી** સ્ત્રી. ‘ દાસી. ’ ૧૯-૮ [ આ શબ્દ જૂની ગુજરાતીમાં અન્યત્ર વપરાયો છે. ‘ કાન્હડદેપ્રબન્ધ ’માં જૌહરના વર્ણનમાં એ શબ્દ નિઃશંક આ જ અર્થમાં છે–“ જઇતલદે ભાવલદે ઉમાદે અનઇ કુમલાદે રાણી; જમહર તણી કરઇ સજાઈ વાત હીયામાહિ આણી. સાથી ઘણી **દીકોડી** સુંડી, કરઇ આવીનઇ વાત; લોક ભણઇ અમ્હે રાઉલ તાહરા નહીં છાંડઉં સંઘાત ”

**નય** સ્ત્રી. ' નદી. ' ૯-૧૮ [ सं. नदी > प्रा. नइ ] જુઓ **નઇ.**

**નરખ** સ. ક્રિ. ' જોવું, નિરખવું. ' **નરખઇ** ૨૨-૫૨ [ सं. निरक्षते > प्रा. निरिक्खइ ]

**નરવિંદો** પું. ' રાજા. ' ૧૦-૧ [ सं. नर + इन्द्रः > नरइंदो ].

**નલવટ** ન. ' કપાળ. ' **નલવટિ** ૨૨-૩૨ [ सं. ललाट > प्रा. णिलाड, णिडाल. જૂ. ગુજ.માં પણ ' નલાડ-નિલાડ ' છે. સર૦ લિલવટ ] જુઓ **નિલવટિ.**

**નવલ્લિય** સ્ત્રી. ' નવી. ' સર૦ ગુજ. ' નવલી, નવેલી. ' ૪-૨૮ [ सं. नव + ल्ली ]

**નવેરુ** વિ. ' નવતર, નવનવું. ' ૩૬-૪૭; **નવેરા** ૩૬-૫૭ [ सं. नवतर > प्रा. नवयर ]

**નસિ** સ્ત્રી. ' રાત્રિ. ' ૨૨-૫૩ [ सं. निशा ]

**નહ** પું. ' નખ. ' **નહિ** ૩-૨૧ [ सं. नख ]

**નાચણિ** સ્ત્રી. ' નર્તિકા, ' ગુજ. ' નાચણ. ' ૯-૧૪ [ सं. नृत्य > प्रा. णच्च ઉપરથી ણચ્ચણી ]

**નાઠ** અ. ક્રિ. ' નાસવું. ' **નાઠઉ** = અર્વા. ગુજ. નાઠો. ૩૫-૨૨ [ सं. नष्ट > पा. प्रा. नट्ठ ]

**નાણ** ન. ' જ્ઞાન. ' **નાણિ** ૧-૨૫ [ सं. ज्ञान ]

**નાહિ** સ્ત્રી ' દૂંટી. ' ૧-૧૫ [ सं. नाभि ]

**નિગોદ** પું. [ સં. ] ' અનંત જીવોનું એક સાધારણ શરીરવિશેષ. ' ૩૦-૨૯૨ [ આ જૈન ધાર્મિક પરિભાષાનો શબ્દ છે. ]

**નિગોદર** પું. ૧૮-૩૬. જુઓ **નગોદર.**

**નિજર** સ્ત્રી. ' દૃષ્ટિ. ' ૩૨-૧૧; **નિજરિ** ૩૪-૪૦ [ અર. નજર ]

**નિઘાડ** સ. ક્રિ. ' પરાસ્ત કરવું. ' **નિઘાડિઉ** ૧-૨૫ [ सं. निर्घाटित > प्रा. णिग्घाडिअ ]

**નિય** વિ. ' પોતાનું. ' ૧-૩, ૧-૭, ઇત્યાદિ [ सं. निज ]

**ધણિ** પું. ' પતિ. ' ૭-૯ [ सं. धनिन् > प्रा. धणि ]

**ધણુ** ન. ' ધનુષ્ય. ' ૬-૨૬ [ सं. धनुष् ]; **ધનુહડી** સ્ત્રી. ૧૮-૩૫

**ધયવડ** પું. ' પતાકા. ' ૨-૬, ૪-૨૯ [ सं. ध्वजपट ]

**ધુરિ** અ. ' પ્રારંભમાં. ' ૨૨-૫૫. [ सं. धुर् ' ધૂંસરી, ' पा. प्रा. धुर, જૂ. ગુજ. ધુર, ધુરિ. સર૦ ગુજ. ' ધરથી, ધરમૂળથી, ' ઇત્યાદિ. ]

**ધાડિ** સ્ત્રી. ' આક્રમણ, ધાડ. ' ૩૬-૨૪ [ सं. घाटी ]

**ધિન** અ. ' શાબાશ, ધન્ય. ' ૩૦-૧૧૩, ૩૦-૨૬૬; **ધિન્ય** ૩૦-૨૬૭ [ सं. धन्य ]

**ધીઠી** સ્ત્રી. ' કપટી ' ૩૨-૩૧ [ सं. धृष्टा > धिट्ठा ]

**ધીરિમ** સ્ત્રી. ધૈર્ય. ' ૧-૫ [ सं. धीर + અપ. ઇમ. સર૦ વંકિમ, ભોલિમ, ગાઢિમ, આદિ ]

**ધ્રુવ** વિ. ' સ્થિર, નિશ્ચલ. ' ૩-૨૨ [ सं. ध्रुव ]

**ધૂઅ** સ્ત્રી. ' પુત્રી. ' ૩-૮; **ધૂય** ૨-૬ [ જૂ. ગુજ.માં ' ધૂ ' અને ' ધૂઅ ' રૂપ પણ મળે છે. સર૦ ગુજ. અને કચ્છી ' ધી. ' प्रा. धूआ, धूदा < सं. दुहिता. પિશલ એક પ્રાકૃત રૂપ दूधा આપીને सं. *धुक्ता ઉપરથી તે વ્યુત્પન્ન કરે છે ]

**ધુલહડી** સ્ત્રી. ' ફાગણ માસની શુકલ પ્રતિપદા, ધૂળેટી. ' ૩૬-૪૦ [ દે. ધૂલિહડી. સર૦ हि. धुलेंडी, म. धुलवडी, પ્રારંભિક ગુજ.માં ' ધૂલહડી ' શબ્દ મળે છે. જેમ કે, ' બહુ વિગોઇઉ, ફેડિઉ ઠાઉ, જિમ **ધુલહડી** કેરઉ રાઉ— ' જિનપ્રભાચાર્યકૃત ' ભવ્યચરિત ' ( વિ.નો તેરમો સૈકો ), કડી ૫; ' ફાર્બસ ગુજ. સભા ત્રૈમાસિક, ' પુ. ૧, અંક ૨ ]

**ધ્રમ** પું. ' ધર્મ. ' ૨૯-૧૦ [ सं. धर्म ]

**નઇ** સ્ત્રી. ' નદી. ' ૨-૨૪ [ सं. नदी ] જુઓ **નય.**

**નગોદર** પું. ' કંઠનું એક આભૂષણ. ' ૨-૨૦, ૬-૪૯, ૧૨-૮, ૨૨-૨૭, ૩૬-૪૭, ૩૭-૧૨; **નગોદરુ** ૩-૨૦, ૪-૩૮; **નગોદરૂ** ૧૪-૫૨ [ ૨-૨૦ના ' નગોદર-કંઠલઉ ' એ પ્રયોગથી ઉપર આપેલા અર્થનું સમર્થન થાય છે. ] જુઓ **નિગોદર.**

**પયડ** વિ. ' પ્રસિદ્ધ. ' ૫-૨ [ सं. प्रकट > प्रा. पयड ]

**પયમાલ** વિ. ' ખુવાર. ' ૩૩-૮ [ ફા. પાયમાલ ]

**પયંપ** સ. ક્રિ. ' બોલવું. ' **પયંપય** ૨-૧૭ [ सं. प्रजल्पति > प्रा. पयंपइ ]

**પરગટી** વિ. ' પ્રકટ રીતે. ' ૩૦-૬૭ [ सं. प्रकट ]

**પરણાલ** સ્ત્રી. ' નેવાંનું પાણી ઝીલવા માટેની નીક, પરનાળ. ' **પરણાલિઇં** ૨૨-૫૨ [ सं. प्रणाल > प्रा. परणाल ]

**પરમલ** પું. ' સુગંધ. ' ૭-૩૬ [ सं. परिमल ]

**પરિક્રમ** ન. ' પરાક્રમ. ' **પરિક્રમિ** ૨-૩ [ सं. परिक्रम ]

**પરિગર** પું. ' મૂર્તિની આસપાસનો કોતરણીવાળો પરિવેશ. ' **પરિગરિ** ૧૮-૨૭ [ सं. परिकर ]

**પરિચત્ત** વિ. ' ત્યજાયેલ. ' ૩-૩૧ [ सं. परित्यक्त ]

**પરિણયણ** ન. ' લગ્ન. ' ૨-૧૩ [ सं. परिनयन ]

**પલાવ** પું. ' આક્રંદ. ' ૮-૨૫ [ सं. प्रलाप ]

**પવાલઉ** પું. ' પરવાળું, એક રત્ન. ' ૪-૨૫ [ सं. प्रबाल ]

**પસઇ** ' ખોબો. ' સર૦ ગુજ. ' પોશ, પસલી. ' ૨-૧૭ [ सं. प्रसृति ]

**પહરાઉત** પું. ' પહેરો ભરનાર, ચોકીદાર. ' ૧૪-૪૦ [ ફા. પહરહ્ = ચોકી. सं. प्राहरिक > प्रा. पाहरिअ = ચોકીદાર, એ પણ ધ્યાનમાં રાખવાનું છે. સંસ્કૃત અને ફારસી બન્ને શબ્દો એક મૂળમાંથી આવ્યા હશે. ]

**પહાણો** વિ. ' મુખ્ય. ' ૧-૨૭ [ सं. प्रधान ]

**પહિચાણિ** સ્ત્રી. ' ઓળખાણ, પરિચય. ' ૨૯-૧૪૮ [ सं. प्रत्यभिज्ञान > प्रा. पच्चहिआण. સર૦ हि. पहिचान, ગુજ. પિછાણ—ન ]

**પહિય** પું. ' પ્રવાસી. ' ૧૦-૧૨ [ सं. पथिक ] સર૦ ગુજ. ' પઈ ' ( ' પરોણો-પઈ 'માં )

**પહિરણ** ન. ' પહેરવેશ. ' **પહિરણિ** ૧-૧૦, ૧૩-૪, ૨૧-૧૧; **પિહરણિ** ૩૦-૨૨૧; **પિહિરણ** ૨૨-૨૨ [ सं. परिधान > प्रा. परिहाण, पहिराण, पहिरण. સર૦ ફા. પીરાહીન. ]

**નિરતી** વિ. ' રપષ્ટ, નિશ્ચિત. ' ૨-૨૦; **નિરતુ** ૨૪-૨; **નિરૂતઉ** ૪-૧૩ [ प्रा. णिरुत्त < सं. निरुक्त ]

**નિલવાટ** ન. ૧૮-૧૯, ૨૨-૨૪. જુઓ **નલવટ.**

**નીકી** વિ. ' સુન્દર. ' ૩૧-૮ [ प्रा. णिक्क ]

**નીભર** વિ. ' ગાઢ. ' ૨૦-૪૬ [ सं. निर्भर > प्रा. णिब्भर ]

**નીલડ** વિ. ' ઘોડાની એક જાત. ' **નીલડા** ૧૪-૬૬

**નીલવણિ** સ્ત્રી. ' લીલું શાક, લીલોતરી, ' ગુજ. ' લીલવણી. ' ૩૦-૩૦૧

**નીસાણ** ન. ' નોબત. ' ૮-૧૧ [ सं. निस्स्वान > निस्साण ]

**નેઅર** ન. ' ઝાંઝર, નૂપુર. ' ૨૨-૧૮ જુઓ **નેઉર.**

**નેઉર** ન. ' ઝાંઝર, નૂપુર. ' ૧-૧૧ [ सं. *नेपुर = नूपुर. સર૦ ગુજ. નેવર, નેપુર; હિ. નેવર, નેવલ ] જુઓ **નેઅર.**

**ન્હવણ** ન. ' સ્નાન. ' ૨૯-૫૦; **ન્હવણુ** ૫-૧૨ [ सं. स्नपन ]

**ન્યાન** ન. ' જ્ઞાન. ' ૩૦-૨૬૨; **ન્યાનઇ** ૩૦-૩૪; **ન્યાંન** ૩૦-૧૭ [ सं. ज्ञान ]

**પઇ** પું. ' પગ. ' ૩-૧ [ सं. पद > प्रा. पय ] જુઓ **પય.**

**પગાર** પું. ' કોટ. ' **પગારિ** ૯-૧૨ [ सं. प्राकार ]

**પટઉલડી** સ્ત્રી. ' ઉત્તમ રેશમી વસ્ત્ર, પટોળી, પટોળું'. ૨૧-૧૧, ૨૧-૨૭; **પટઉલી** ૧૨-૬; **પટ્ટુલી** ૬-૫૧, ૨૨-૩૩, ૨૨-૩૬, ૨૨-૪૯, ૩૦-૨૨૧, ૩૬-૪૫; **પટોલડી** ૧૩-૪, ૧૩-૧૧; **પટોલિ** ૪-૩૯; **પટ્ટોલિ** ૯-૩. આ શબ્દની વ્યુત્પત્તિની ચર્ચા માટે જુઓ મહીરાજકૃત ' નલ-દવદંતી રાસ 'માં **પટઉલઉ.**

**પડવંડ** વિ. ' સજ્જ. ' **પડવંડા** ૩૦-૨૫૧ [ सं. प्रतिपद् > पडिवड ] અર્થાન્તર માટે જુઓ મહીરાજકૃત ' નલ-દવદંતી રાસ 'ના શબ્દકોશમાં **પડવડ.**

**પણચ** સ્ત્રી. ' ધનુષની દોરી. ' **પણચઇં** ૧૮-૩૫ [ प्रा. पडंचा ]

**પય** પું. ' પગ. ' ૫-૨ [ सं. पद ] જુઓ **પઇ.**

**પાંજરી** સ્ત્રી. ' વહાણનો એક ભાગ. ' ૨૪-૬ [ सं. पञ्जर ]

**પિકખ** સ. ક્રિ. સ્ત્રી. ' જોવું, ' ગુજ. ' પેખવું. ' **પિકખેવી** ૧-૪ [ सं. प्र. + ईक्ष > प्रा. पेक्ख, पिक्ख ]

**પિણિ** અ. ' પણ, પરન્તુ. ' ૨૯-૯૫ [ सं. पुन : अपि, प्रा. पुणवि, જૂ. ગુજ. પણિ, અર્વા. ગુજ. પણ, હિ. પુનિ. પ્રસ્તુત ' પિણિ ' રૂપ રાજસ્થાનીની અસર દર્શાવે છે. ]

**પિશુ** ન. ' પ્રાણી, પશુ. ' ૧૪-૭૨ [ सं. पशु ]

**પીહર** ન. ' સ્ત્રીના પિતાનું ઘર, પિયર ' [ सं. पितृगृह > प्रा. पिअहर ] આને મળતા અન્ય ગુજ. શબ્દો માટે જુઓ મહીરાજકૃત ' નલ-દવદંતી રાસના શબ્દકોશમાં **પીહર.**

**પુફ** ન. ' ફૂલ. ' ૧૯-૨૭ [ सं. पुष्प > प्रा. पुप्फ ]

**પુલ** અ. ક્રિ. ' જવું, પળવું. ' **પુલઈ.** ૩૬-૩૦

**પૂગ** અ. ક્રિ. ' સંતોષ થવો, પુરાવું ' **પૂગઉ** ૫-૧૫; **પૂગી** ૨૨-૫૫, ૨૯-૧૨૫ [ सं. पूर्यते > पुज्जइ > જૂની ગુજ. પૂજઇ, પૂગઇ. સર૦ અર્વાચીન ગુજ. પૂગવું = પહોંચવું ]

**પેલાડિ** સ્ત્રી. ' પીડા, વેદના. ' ૨૬-૧૭

**પ્રતિલાભ** સ. ક્રિ. [ સં. ] ' સાધુ આદિને દાન આપવું તે. ' **પ્રતિલાભઇ** ૩૦-૨૬૬ [ આ જૈન ધાર્મિક પરિભાષાનો શબ્દ છે. ]

**પ્રદેશ** પું. [ સં. ] ' પરદેશ, બીજો દેશ. ' ૨૬-૬, ૩૦-૩૩

**પ્રેતમ** પું. ' પ્રીતમ. ' ૩૬-૫૧ [ सं. प्रेयतम ]

**ફરસણ** ન. ' સ્પર્શ. ' ૨૯-૮૮ [ सं. स्पर्शन > प्रा. फरिसण ]

**ફાગ, ફાગુ** જુઓ, આ સંગ્રહ સાથે જોડેલો ' ફાગુનો સાહિત્યપ્રકાર ' એ લેખ.

**ફાડ** સ. ક્રિ. ' ભાગ કરવા ' ( સેંથો પાડીને વાળના બે ભાગ કરવા એ અર્થમાં અહીં છે. ) **ફાડઈ** ૧-૧૩ [ सं. * स्फाट्यते > प्रा. फाडेइ. અથવા सं. स्फाल् ઉપરથી ]

**ફાર** વિ. ' અતિશય. ' ૩-૧૪; **ફારો** ૨-૧૪ [ सं. स्फार. સર૦ म. फार ]

**ફાલી** સ્ત્રી. ' સાડી. ' ૯-૮. આ જ અર્થમાં એના પ્રયોગ માટે જુઓ

**પહિલ્લી** વિ. ‘ પ્રથમ, પહેલી, ઉત્સુક. ’ ૧-૧૬ [ सं. * प्रथिल्ल > प्रा. पहिल्ल ]

**પહુત** અ. ક્રિ. ‘ પહોંચવું. ’ **પહુતઉ** ૧-૨; **પુહતલુ** ૧૩-૧; **પહુતુલ** ૮-૧ [ सं. प्रभूत > प्रा. पहुत्त, पहुप्प. કેટલાક વિદ્વાનો सं. प्रभुत्व > प्रा. पहुत्त અને કેટલાક सं. प्राप्त > प्रा. पत्त, पहुत्त એ પ્રમાણે વ્યુત્પત્તિ આપે છે. पहुत्त > पहुच्च ઉપરથી ગુજ. ‘ પહોંચવું, ’ મ. ‘ પોહચણેં, ’ હિ. ‘ પહૂંચના ’ આદિ વ્યુત્પન્ન થાય. ]

**પંગ** ન. ‘ ઢોલક જેવું એક વાજિંત્ર. ’ ૨૮-૬૨ [ सं. उपाङ्ग > प्रा. उपंग ]

**પંચ શબ્દ** પું. ‘ પાંચ વાદ્યનો મંગલસૂચક ધ્વનિ. ’ ૨૭-૧૩. આ વિષે ચર્ચા માટે જુઓ મહીરાજકૃત ‘ નલ-દવદંતી રાસ ’ના શબ્દકોશમાં **પંચ શબ્દ.**

**પંતિ** સ્ત્રી. ‘ હાર, પંક્તિ. ’ ૧૮-૧૮; **પંતિહિ** ૩-૧૦ [ सं. प्रङ्क्ति > प्रा. पंति. સર૦ ગુજ. ‘ પાંથી ’ ( હોળેલા વાળનો ગુચ્છો ), ‘ પાંતિ, ’ ‘ જાતપાંત. ’ ]

**પંનરપિ** અ. ‘ ફરી વાર. ’ ૨૨-૧૪ [ सं. पुनरपि ]

**પાગ** પું. ‘ પગ. ’ **પાગિહિ** ૩૫-૫ [ सं. पद + क > प्रा. पअग. જે ઉપરથી પગ અને પાગ એ બે શબ્દો આવે છે. ]

**પાચ** અ. ક્રિ. ‘ પરિપક્વ થવું, પાકવું. ’ **પાચઇ** ૬-૧૬ [ सं. पक्व > प्रा. पक्क, पच्च. સર૦ ગુજ. ‘ પાકુંપચ ’ ]

**પાટણ** ન. ‘ નગર. ’ ૨૪-૭ [ सं. पत्तन > प्रा. पट्टण ]

**પાડલિય** ન. ‘ પાટલિપુત્ર, મગધનું પ્રાચીન પાટનગર. ’ **પાડલિય-માહિ** ૧-૨.

**પાથર** પું. ‘ પથ્થર. ’ ૩૬-૩૦ [ सं. प्रस्तर > प्रा. पत्थर ]

**પાવસ** પું. ‘ વર્ષા ઋતુ. ’ ૨૮-૩૨; **પાવસુ** ૧-૨૦ [ सं. प्रावृष > प्रा. पाउस ]

**પાંચયન્ન** પું. ‘ શ્રીકૃષ્ણના શંખનું નામ. ’ ૧૪-૩૪ [ सं. पाञ्चजन्य ]

**પાંચાલી** સ્ત્રી. ‘ પૂતળી. ’ ૧૮-૩૩ [ सं. पाञ्चाली ]

